# શીઆઓના ધર્મગુરૂઓનો દરજ્જો જુવો અને સુન્નીઓના ધર્મ-ગુરૂઓનો દરજ્જો જુવો!

(સુન્નીભાઇઓએ આંખો ઉઘાડવાની જરૂર.)

લખી પ્રસિધ્ધ કરનાર,
નાથુખાન આજમખાન ચુવ્હાણ મીયાંગામવાળા.

ઇ. સ. ૧૯૨૮ આવૃત્તિ પહેલી નકલ ૨૦૦૦



આ પુસ્તક મળવાનું ઠેકાણું,
નાથુખાન આજમખાન ચુવ્હાણ.
મુ. મીયાંગામ, તાલુકે કરજણ, પ્રાંત વડોદરા.

સુરત બરાનપુરી ભાગળ ભાજીવાળી પોળમાં આવેલા શ્રી 'અંબીકા વિજય' પ્રીન્ટીંગ પ્રેસમાં હરગોવનદાસ હરકીશનદાસે છાપ્યું.

કીમત રૂ. ૦-

અને રેવા વચ્ચે બાવન ગામની સુન્ની વહોરા જમાતમાં લાંબા વખતથી વેર બંધાઇ ગયું હતુ તે આપે આગેવાનોની સલાહથી દુર કરાવી મઉને એકત્ર કરી દીનની અને કોમની ઉમદા સેવા બજાવી છે. છેલ્લી ભયંકર રેલની જીવલેણ આફત વખતે કેડ કેડ પાણીમાં ભર વરસાદમાં જાને ફરી સંકટમાં સપડાએલા ગરીબ નિરાધારોને મદદ અપાવવા આપે ઘણી મહેનત કરી લોકોનો આશિર્વાદ મેળવ્યો છે. આપ એકસંપીના મથકો કાયમ કરવા કોશીશ કરો છો તેથી કેટલાક આર્યસમાજીઓ આપનાથી છેડાઇ આપની ઉપર પોતાના છાપાઓમાં હમેશા સખત હુમલા કરે છે તે સર્વે આપ ખુલ્કથી મુગે મ્હોડે સહન કરી મુસલમાન ભાઇઓને પોતાની ખરી ફરજ બજાવવા હમેશા ખરા જીગરથી ભલામણ કરો છો કોમની પાસે કાંઇ પણ માગ્યા સિવાય બધે ફરી ઇસ્લામના સાચા ફરમાનો ભાઇઓને સમજાવી ઇસ્લામી ભાઇચારાની નવી રૂહ આપે લોકોમાં ફુંકી છે વિગેરે ગુણોથી આકર્ષાઇ આ નાનું પુસ્તક આપની પવિત્ર સેવામાં અર્પણ કરૂં છું તો આપ કૃપા કરી તેનો સ્વિકાર કરશો.

તા. ૩૦-૩-૧૯૨૮ } લી૦ આપનો તાબેદાર સેવક,

મુ. મીયાંગામ } નાથુખાન આજમખાન ચુહાણ.

# શીઆઓના ધર્મગુરૂઓનો દરજ્જો જુવો અને સુન્નીઓના ધર્મગુરૂઓનો દરજ્જો જુવો !

## સુન્નીઓની હાલહવાલી શાથી થઇ ?

## ધર્મગુરૂ છુટયા તેથી.

શું હજુ પણ સુન્ની ભાઇઓ આંખો નહીં ઉઘાડે ?

ખોજાઓ અને દાઉદી વહોરાઓનું બંધારણ જુવો.

પીરી મુરીદીને ઇસ્લામમાં એક સુન્નત તરીકે ગણવામાં આવેલ છે અને તેથીજ તે ઉપર મોટા મોટા બુઝુરગોએ વખતો વખત જોર દીધેલું છે. તમામ વર્ગના ઇસ્લામીઓ માટે તે એક ખાસ સંગઠનની ગરજ સારે છે, અને તમામને ભાઇચારા અને એકસંપીમાં હમેશાં જોડેલા રાખે છે. આ પ્રમાણે સંગઠનના રૂપમાં જે ચીજ ભાઇઓને જોડેલા રાખી મજબુત બનાવી શકે છે તે તરફ શીઆ ભાઇઓએ આ જમાનામાં પુરતું ધ્યાન આપેલું આપણે જોઇએ છીએ, અને એવી સારી ચીજને સુન્ની ભાઇઓ વિસારી બેઠા છે એમ ઘણાઓનું કહેવું છે.

રાજદરબારમાં અને સમાજમાં હીંદુસ્તાનના ધર્મગુરૂઓમાં આજકાલ સઉથી પહેલો દરજ્જો ના૦ આગાખાનનો આવે છે અને તે પછી વડા મુલ્લાંજીનો ગણાય છે. ના૦ આગાખાન માત્ર ખોજાઓના ધર્મગુરૂ છે અને વડા મુલ્લાંજી ફક્ત દાઉદી વહોરાઓના ધર્મગુરૂ છે. ખોજાઓ અને દાઉદી વહોરાઓ બંને શીઆ પંથના છે અને તેમની વસ્તી દુનીઆમા સુન્ની વસ્તીના પ્રમાણમાં નહીં જેવીજ છે. આ બંને શીઆ ફિરકા સુન્નીઓની લાખોની વસ્તીના હિસાબે કાંઇ પણ ગણત્રીના નથી, છતાં એ બંને ફિરકાઓનું બંધારણ જોતાં માલમ પડે છે કે તેઓ સુન્નીઓ કરતાં આજકાલ ઘણા આગળ પડતા જણાઇ રહયા છે. વેપાર રોજગારમાં, હુન્નર કારીગરીમાં, રાજદરબારમાં, પઇસા ટકામાં, વગ વસીલામાં અને સઉ કરતાં જે મોટી ચીજ એકસંપી છે તેમાં તેઓ એટલા તો આગળ વધેલા છે કે જેનો એક આની ભાગ પણ સુન્નીઓમાં જોવામાં આવતો નથી. અનું કારણ એજ છે કે તેમની એકસંપીનું બંધારણ ઘણુંજ મજબુત છે, અને તે બંધારણ તેઓ પોતાના ધર્મગુરૂની ગાદીને વળગેલા રહીને કાયમ રાખી રહયા છે. તેઓ પોતાના ધર્મગુરૂઓને મજબુતીથી વળગેલા છે અને તેમને દરેક બાબતમાં પોતાના આગેવાન માને છે તો આજે સરકાર પણ તેમના એ બંને ધર્મગુરૂને જોઇએ તેવું માન આપે છે. ના૦ આગાખાનનો દરજ્જો તો સરકારમાં એટલો બધો છે કે તેમને એક મોટા રાજાની માફક અગીયાર તોપોની સલામી સરકારને આપવી પડે છે, અને હીંદુસ્તાનના નામદાર શહેનશાહ સુધ્ધાં વિલાયતમાં તેમને વખતો વખત પોતાના ત્યાં આમંત્રણ કરી તેમની સાથે ખાણું લે છે. હીંદુસ્તાનમાં ના૦ આગાખાનનો દરજ્જો કેટલો

બધો છે તે તો કોઇથી અજાણ્યું નથી. તેઓ કદાચ ના૦ વાઇસરાય કે ગવરનરની મુલાકાતે જાય તો તે મોટા હાકેમોને ના૦ આગાખાનના બંગલે આવી વળતી મુલાકાત આપવી પડે છે. વળી દાઉદી વહોરાઓના વડા મુલ્લાંજીનો મરતબો પણ સરકારમાં કાંઇ ઓછો નથી. તેમને પણ ગવરનર તેમના બંગલે આવી વળતી મુલાકાત આપે છે. જ્યારે જીલ્લાના સઉથી મોટામાં મોટા હાકેમ આ બંને ધર્મગુરૂઓની મુલાકાતે તેમના ઘેર આવતા હોય તો પછી તે હાકેમોથી નીચેના દરજાના અધિકારીઓની શું વાત. પણ આ બધું થાય છે શાથી, તેનો જો વિચાર કરવામાં આવે તો તરત જણાઇ જાય કે એ તેમના જથાની મજબુતીની ખુબી છે. કોઇ કહેશે કે એ બંને ધર્મગુરૂઓ પાસે પઇસો ઘણો છે તેથી સરકાર તેમને આ પ્રમાણે માન આપે છે. પણ આપણે કહીશું કે એ પઇસો જથાની મજબુતી અને બંધારણ વગર શી રીતે આવી શકે? જથાની મજબુતી છે ત્યારેજ પઇસો પોતાની મેળે આવે છે. જથાની મજબુતી ન હોય તો પઇસો આવેજ શી રીતે? વળી આ દેશમાં એ બંને ધર્મગુરૂઓ કરતાં ઘણાએ શેઠીઆ પઇસાવાળા છે તો શું એ બંને ધર્મગુરૂઓ જેટલી અત્યારે તેઓ બધે લાગવગ અને માન ધરાવે છે? ના. જથાની મજબુતીને લીધેજ તેઓ આ માન મરતબો અને જાહોજલાલી ભોગવી રહયા છે. જ્યારે ખોજા અને દાઉદી વહોરા જેવા નાની સંખ્યાના ફિરકા પોતાની મજબુતીને લીધે પોતાના ધર્મગુરૂઓને આ પ્રમાણે મકકમપણે વળગી રહી તેમને એટલે બધે દરજે લઇ જઇ આગળ વધી રહયા છે તો પછી સુન્ની ભાઇઓ જેમની સંખ્યા કરોડોની છે તે ધારે તો પોતાના ધર્મગુરૂને કેટલે દરજે ચડાવી શકે અને તેમની મારફત તેઓ પોતે કેટલા આગળ વધી શકે તે વિચારવાનું છે.

ખોજાઓ અને દાઉદી વહોરાઓ એ તો જાણે છે કે તેમના ધર્મગુરૂઓમાં ખામીઓ હશે કારણ કે આ દુનિયામાં એવો કોણ માણસ હશે જેનામાં એબ નહીં હોય. તોપણ તેઓ એ સમજે કે ગમે તેવા આપણા ધર્મગુરૂ હોય તોપણ જો આપણે તેમને મજબુતીથી વળગી રહીશું તો આપણા ધર્મગુરૂની ગાદી કાયમ રહેશે અને જેમ જેમ ધર્મગુરૂ તરફ આપણી મજબુતી સરકાર વધારે જોશે તેમ તેમ આપણા ધર્મગુરૂને તે વધારે માન આપશે, આપણી ગાદીની મજબુતી થશે, અને આપણો વગવસીલો કાયમ રહેશે. તેઓ સમજે છે કે ધર્મગુરૂના એબથી આપણે શું કામ છે? તેમના અમલ વિશે આપણને કયાં જવાબ દેવાનો છે? પણ જો તેમના એબ જોઇને આપણે તેમનાથી હટી જઇશું તો આપણી ધાર્મિક ગાદી ટુટી જશે અને ગાદી ટુટી તો આપણી કોમનું બંધારણ પણ ટુટી જશે, અને હાલ એ ગાદીના પ્રતાપે કોમનો જે વગવસીલો અને આબાદી છે તે નાબુદ થઇ જશે. તેઓ કહે છે કે એ ગાદી ભારે મેહનત કરીને અને લાખો રૂપીઆ ખરચીને કાયમ કરેલી છે તો તેને સહેજમાં તોડી નાખવાથી કોમને શું ફાયદો થશે? જો ગાદી આબાદ રહેશે તો કોમ તેની મારફત ઘણું કામ કરી શકશે. હાલના ધર્મગુરૂઓમાં કદાચ ખામીઓ હશે તો આગળ ઉપર પણ એ ગાદી ઉપર સારા ધર્મગુરૂઓ પેદા થશે અને હાલ કરતાં પણ તેની જાહોજલાલી તેઓ વધારે કાયમ કરી બતાવશે. પણ એ બધું કયારે થઇ શકશે; જયારે ગાદી કાયમ હશે ત્યારે. જયારે ગાદીજ ન હોય તો પછી ગમે તેવા સારા પુરૂષો પેદા થાય તો પણ શું કરી શકે? તે વખતે ગાદીજ ન હોય તો પછી કોમની જાહોજલાલી વધારવાનું સાધન

કયું રહે છે ? તેઓ કહે છે કે અમારા ધર્મગુરૂની ગાદીને અમે ખામીવાળી ગણતાજ નથી, કારણ કે એથી કોમની જાહોજલાલી કાયમ છે. અને ધારો કે કદાચ એ ગાદી ખામીવાળી પણ હોય તો એવી ખામી વાળીથી પણ અમને તો અત્યારે લાભજ છે. કારણ કે હાલ પણ તેનો વગવસીલો અને જાહોજલાલી કાંઇ ઓછી નથી. આ ગાદીને લીધે તો અમારી એકસંપી ઘણી મજબુત છે, અને અમારી એ મજબુતીને લીધે સરકાર પણ અમારી ગાદીનો મોભો જાળવે છે અને અમારા ધર્મ ગુરૂને એક મોટા વગસીલાવાળા મહાન પુરૂષ ગણે છે. અમારા ધર્મગુરૂ આવી જાહોજલાલીમાં આબાદ છે અને આગળ વધેલા છે તો અમને પણ તેઓ દરેક વાતે આગળ વધારવાની સ્થીતીમાં છે. તેમના એક ઇશારાથી અમારી કોમ ગમે તે કામમાં સરળતા અને સગવડ મેળવી શકે છે. એટલે અમારા ધર્મગુરૂની ગાદી અમારે માટે ટેકાનું એક ખાસ સાધન છે. અમારા ધર્મગુરૂ ખામી વાળા કે એબવાળા હોય તેથી અમારે અમારા પોતાના ટેકાનુ સાધન નાબુદ કરવામાં કઇ અકકલમંદી છે ? એક કલેકટર કે કમીશનર એબવાળો હોય અને આપણી સાથે પ્રેમથી વર્તી આપણને ટેકા આપતો હોય તો તેના એબને લીધે શું આપણે તેને છોડી દઇ તેનો વગવસીલો જતો કરીશું ? અને જો તેના એબને લીધે તેનાથી દુર થઇ જઇશું તો શું આપણે તેની મદદ ગુમાવી નહીં બેસીએ ? તો પછી આતો આપણી પોતાનીજ ગાદી છે, અને તે આપણે આગળ વધવાનું એક ખાસ સાધન છે. તો પછી એબના નામે તેને મુકી દેવાથી આપણે આપણા પોતાનાજ પગ ઉપર કુહાડી મારીશું. એમાં બીજાઓનું શું જવાનું છે ? અમારી આ ધાર્મિક ગાદી આબાદ છે

તો અમારા ધર્મગુરૂ પણુ આબાદ છે, અને તે આબાદ છે તો કોમને આબાદીમાં લાવવા હમેશાં કોશીશ કરે છે. તેઓ પઇસા લે છે પણુ તે પઇસા અમે પોતે રાજી ખુશીથી આપીએ છીએ, કારણુ કે પઇસાના સાધન વગર ગાદીની જાહોજલાલી કાયમ રહી શકે નહીં. ગાદીની આબાદીને માટે અમે જે પઇસા આપીએ છીએ એ અમારી પોતાની આબાદી માટે છે એમ સમજીનેજ આપીએ છીએ. માણુસ વાત વાતમાં સેંકડો રૂપીઆ ખરચી નાખે છે તો પછી આ તો અમારા પોતાના લાભને માટે આપવાના છે. એમાં નુકસાન જેવું કયાં છે ? દોલત આજ છે ને કાલ નથી. ચાલી જાય તો શું કરીએ ? તેથી ગાદીને ટકાવી રાખવા અમે જે ફાળો આપીએ છીએ તેમાં નેકી ઉપરાંત તેનો દેખીતો લાભ અમનેજ મળે છે. આપણે એક કોન્ફરન્સ, અંજુમન, કે એવીજ કોઇ કોમના ફાયદાની બીજી સંસ્થા કાયમ કરીએ તો શું એને માટે ફાળાની જરૂર પડતી નથી ? ત્યારે આ કદીમથી ચાલતી આવેલી અમારી ધાર્મિક સંસ્થા—ગાદી કે જેનાથી કોમને હજારો પ્રકારના ફાયદા મળે છે તેને માટે અમારે ફાળો આપવો પડે તો એમાં શું થઇ ગયું ? બાજા દુનિયાના લીડરો અમારા પઇસા ખાઇ જાય છે તેમ અમારા ધર્મગુરૂ ખાઇ જતા નથી પણુ કોમને અંગેજ વાપરે છે. કદાચ ખાઇ પણુ જાય તો પણુ તે કયાં કુમાર્ગે જાય છે ? અમે તો એમજ માનીએ છીએ કે ધર્મગુરૂ કરતાં પઇસા વધારે નથી. ગાદી ચલાવવા માટે, તેને કાયમ રાખવા માટે, અને તેની જાહોજલાલી વધારવા માટે પઇસાની જરૂર પડેજ, અને તે અમે નહીં આપીએ તો બીજું કોણુ આપશે ? અમે અમારી આવકનો દસમો ભાગ અમારા ધર્મગુરૂને આપીએ છીએ કે જેથી લાખો રૂપીઆની ગાદીને આવક થાય અને

ગાદીની જાહોજલાલી કાયમ રહે. અમારા ધર્મગુરૂ ઉમદા મકાનોમાં રહે, ઉંચામાં ઉંચી કીમતી ગાડીઓમાં બેસે, રેલ્વેની મુસાફરીમાં સ્પેશીઅલ જોડાવીને જાય, સેંકડો રૂપીઆ લોકોને દાન આપે, સારી મહેમાનદારીઓ કરે એમાં કોમનીજ આબરૂ છે કારણ કે એમાં કોમનું નામ આગળ આવે છે. અમે માલદાર છીએ તો અમારા ધર્મગુરૂને અમે અમારા કરતાં વધારે માલદાર જોવાને માંગીએ છીએ. માલદારોનો પેશવા માલદારજ હોવો જોઇએ, અને તેને માલદાર બનાવવા અમને ખુદાએ સાધન આપેલું છે. બીજાઓના ધર્મગુરૂઓની હાલત જુઓ! તેઓ રાત દિવસ કંગાલ હાલતમાં ફરે છે, તેવા અમે અમારા ધર્મગુરૂને જોવા માગતા નથી. જ્યારે અમારો ધર્મગુરૂ કંગાલ હાલતમાં ફરે તો અમારી દોલત શું કામની? જો ને કંગાલ હાલતમાં ફરશે તો ગાદીની આબરૂ શું સચવાશે? અને દુનિયા તેને શું સમજશે? અને સરકાર પણ તેનો કેવી રીતે મેભો સાચવશે? અમારા ધર્મગુરૂ પાસે લાખો રૂપીઆની દોલત હોય અને એમની ગાદી માલદાર હોય એજ અમે તો જોવા માગીએ છીએ. અમે તેમને ભીખ માગતા અને કંગાલ જોવા માગતા નથી. અમારા આવા ખ્યાલ છે તેથીજ અમારા ધર્મગુરૂ પાસે લાખોની દોલત છે જેથી બીજાઓના ધર્મગુરૂઓ તેમની પાસે માગવા આવે છે અને તેઓ આપે છે. અમારા ધર્મગુરૂની પધરામણીઓ પણ અમે જબરી ધામધુમથી કરાવીએ છીએ કે જેથી બીજાઓ અમારા ધર્મગુરૂનો મરતબો જોઇ શકે. અમારા ફાળાથી અમારી ધાર્મિક ગાદી એક ભારે પદી ભોગવે છે અમારા ધર્મગુરૂને તાબે એ ગાદીના કામકાજ માટે દીવાન, સેક્રેટરી, આમીલ—સુબા વિગેરે છે જે ગાદીનો

કારભાર ચલાવે છે અને વ્યવસ્થા કરે છે. આવી જાહોજલાલી છે ત્યારેજ અમારા ધર્મગુરૂનો મોભો સરકાર પણ સાચવે છે. હવે જો પઇસા ન હોય તો આં જમાનામાં આ બધું શી રીતે બની શકે? અમે તેમને પઇસાની ભેટ આપીએ છીએ અને તેનો લાવો અમેજ લઇએ છીએ, કારણ કે ફાયદો અમારોજ થાય છે.

આ જડવાદ અને જાહેરદારીનો જમાનો છે અને એવાઓના હાથમાંજ આજે દુનિયાનું સુકાન છે. દુનિયા જાહેરને જોનારી છે. અંદરની શકતી આજ કોઇ જોતું નથી. તેના જોનારા તો આજ સેંકડે બે ટકા પણ નહીં નીકળે! તો તેવા વખતમાં ગાદીને ટકાવવી શી રીતે એ એક જબરો સવાલ છે. જેના હાથમાં આજે દુનિયાનું સુકાન છે તેમનામાં એબ કયાં ઓછા છે? એ એબવાળા સુકાની-ઓથી ફાયદો મેળવવા તો આજે લાખો લોકો જીવ લડાવી રહયા છે તો પછી અમે અમારા ધર્મગુરૂના એબ જોઇને શું કરીશું? અમારો વગ વસીલો તો એજ છે, તો પછી અમે તેમને તોડીશું તો પછી અમે શી રીતે ટકી શકીશું? હાલ જે એમના એક ઇશારાથી અમારૂં કામ થાય છે તે શી રીતે થઇ શકશે? અમારી કોમ તદન નાની સંખ્યાની છે છતાં તેની જાહોજલાલી આજે જોવામાં આવે છે એ શાને લીધે છે? જેમણે બીજાઓની ભંભેરણીથી પોતાના ધર્મગુરૂઓને તોડયા તેમની આજ શું હાલત છે તે તો જુવો? તેમને આજે કોણ પુછે છે? તેમણે પોતાનો ખીલો-આધાર તોડી નાખ્યો તો આજે તેમને હાલ હવાલીમાં પડતું પડયું છે. તેમનામાં બંધારણ જેવું હવે કશું રહયું નથી. સરકારમાં અને સમાજમાં પણ તેમની કાંઇ કીમત નથી. એકડા વિના સો મીંડાં

નકામા. તેમ ધર્મગુરૂ વિના કોમ નકામીજ છે. આજે વીજળી અને સ્ટીમનો જમાનો છે અને તેનો વેગ બહુજ જબરો છે એ ભુલવું જોઇતું નથી. સ્ટીમવાળા એન્જીન વગર ડબ્બા ખેંચાઇ શકતા નથી. સંસારિક લીડર—આગેવાનથી આ કામ થઇ શકતું નથી. એ કામ તે ધાર્મિક—મજહબી પેશવાનુંજ છે. કારણ કે ધર્મના નામમાં એ સ્ટીમ–ખુબી રહેલી છે. આજે ઘણાએ સંસારી આગેવાનો નીકળ્યા છે તેમણે શું કર્યું છે? અને આજે તેમને કોણ માને છે? લાખોના ફાળા તેમણે લીધા છે તે કોણ નથી જાણતું? ધર્મગુરૂએ આટલું ક્યાં માગે છે? તે તો આપણે જે આપીએ તે લઇને રાજી થાય છે. અમને અમારા ધર્મગુરૂઓની પરેજગારી જોવાનું કહેવામાં આવે છે તો આ જે આગેવાનોએ લાખોના ફાળા લોકો પાસેથી લીધા તેમની કઇ પરેજગારી જોવામાં આવી હતી? અને તેમની પાછળ કેમ આંખ બંધ કરીને ચાલવા માંડયું હતું? સંસારી આગેવાનો પાછળ આંખ મીંચીને ચાલનારા અને તેમને લાખો રૂપીઆ ભેટ ધરનારા અમને એમ કહેવા તૈયાર થાએ કે તમે તમારા ધર્મગુરૂ પાછળ આંખ મીચીને ચાલો છો અને તેમને નકામા પઇસા આપો છો તો તે કેવું કહેવાય? વખત પડે પરેજગારીને સવાલ બાજુ ઉપર મુકી મતલબ ખાતર સરકારી અમલદારોને પાન સોપારીઓ કરી તેમને સલામો ભરનારા અને સંસારી લીડરો-આગેવાનોની પધરામણીઓને" અલ્લોહો અકબર "ના પોકારોથી વધાવી લેનારા અમને એમ કહે કે તમે તમારા ધર્મગુરૂની પરેજગારી જોયા વગર સલામો ભરીને અને તેમની પધરામણીએ કરીને તેમને ખાલી ચડાવો છો તો તે કેવું ગણાય?

જે કોમ અગર વર્ગ આગળ વધવા કાંઇ કામ કરવા માગે છે તો તેને જરૂર કોઇ આગેવાનની જરૂર પડે છે અને હાલ જે આગેવાનો આપણે બહાર પડેલા જોઇએ છીએ તે આ વાતની સાબીતી છે. આથી જણાય છે કે આગેવાન વગર તો ચાલતુંજ નથી. તો પછી પોતાના ખરા ધાર્મિક આગેવાન છે તેમનીજ આગેવાનીમાં રહી કામ કરવામાં કયાં બાધ આવે છે? તેઓ વજન અને સાધનવાળા છે, કોમની તમામ વાતો બીજાઓ કરતાં વધારે સારી રીતે સમજી શકે તેવી સ્થીતીમાં છે, કોમ તેમને માની રહી છે એવા ધાર્મિક લિડર—ધર્મગુરૂ આપણે માટે તૈયાર છે તેમને મુકી દઇ કોઇ ભળતા સંસારી લીડરની તાબેદારી કબુલ કરી તેને સરળતા કરી આપવા તેના પગ આગળ પઇસાની થેલી—ભેટ ધરવા તૈયાર થવું એ જેને ધર્મગુરૂ ન હોય તે કરે તો ભલે! પણ બીજાઓને તો તે પરવડે નહીં. ઇસ્લામ તો સંસારી લીડર કરતાં ધાર્મિક લીડરને વધારે અગત્ય આપે છે, અને તેથીજ "બએઅત" એટલે પીરી મુરીદીનો સિલસિલો ચાલુ થએલો છે. અને તેને સુન્નત તરીકે જણાવેલો છે. આવા ધાર્મિક લીડર—પેશવાના વડપણ નીચે કોમ ધર્મના પ્રભાવથી–સ્ટીમથી ઘણી આગળ વધી શકે છે અને સારાં સાધનો મેળવી શકે છે. કારણ કે ધાર્મિક બંધારણને લીધે કોમમાં એકસંપી અને સ્નેહ સારી હોય છે જેથી એક બીજાને મદદ કરી આગળ વધારવા ખાસ કાળજી રાખવામાં આવે છે. બંધારણને લીધે સરકાર પણ તેટલીજ કાળજી રાખે છે અને વખતો વખત જોઇતી મદદ કરી આપે છે. આવું હોવાને લીધેજ ખોજા અને દાઉદી વ્હોરા કોમના ઘણા લોકો વેપાર ધંધામાં ઘણા આગળ

પડતા છે અને સારી કમાઇ કરે છે. તેમની પાસે લાખોના ફંડો પણ છે જેમાંથી ફાળા લેવા ઘણા મોલવીઓ અને બીજા લીડરો પણ આવે છે અને મદદ મેળવે છે. ના૦ આગાખાન અને તેમની ખોજા કોમ તથા વડા મુલ્લાંજી તથા તેમની વહોરા કોમ આજે પણ બીજા ભાઇઓને આવી મદદ આપી રહેલ છે. જો યોગ્ય બંધારણ ન હોત તો તેઓ એક નાની સરખી કોમ હોવાને અંગે શું કરી શકત? તેથીજ ધર્મગુરૂની ખાસ જરૂર છે કે બંધારણ કાયમ રહે. જે લોકોમાં આવુ બંધારણ નથી તે અફરાતફરીમાં છે જેમનું હાલ કોઇ પણ ધોરણ નથી. તેઓ ધર્મગુરૂના બંધારણની ખુબી સમજતા નથી. ધર્મગુરૂનું બંધારણ એજ કોમનું બંધારણ છે. એ બંધારણ વગર કોમ આગળ વધી શકતીજ નથી. કારણ કે સંસારી આગેવાનનું બંધારણ વધારે વાર ટકી શકતું નથી.

હાલની જડવાદની કેલવણી લઇને કેટલાક લોકો સ્વતંત્રાના ધખારામાં ધર્મગુરૂઓના એબ કહાડવા મંડી પડે છે અને એમને તોડવા માગે છે પણ તેઓ સ્વતંત્રતાના નામે એક ખરા ઇશ્લામી ધર્મગુરૂની તાબેદારીમાંથી નીકળી જઇ કામ કરવા એક બળતા માયાવાદી સંસારી લીડરની તાબેદારી અને ગુલામી કબુલ કરે છે અને પોતે આઝાદ થયા છે એવું બતાવે છે! પણ તેમને એ કયાં ખબર છે કે તેઓ પોતાના વડીલોના ધાર્મિક ધોરણની સેવા મુકી દઇને બીજાના માયાવાળા જડવાડી ધોરણની તાબેદારી સ્વીકારે છે! આથી તો ધર્મની તાબેદારીજ સારી છે. જયારે આગેવાન વગર ચાલવાનુંજ નથી તો પછી આગળ વધવા એક સંસારી આગેવાન કરતાં ધાર્મિક આગેવાન શું ખોટો? કોઇ કહે કે ધર્મગુરૂને પોતાના સેવકોને

આગળ વધારવા ખાહેશ હોતી નથી તો તે વાત માની શકાય એમ છેજ નહીં, કારણ કે ધર્મગુરૂને પોતાના સેવકો જેમ આગળ વધી વધારે સાધનવાળા થાય તેમાંજ લાભ છે એમ ધર્મગુરૂઓ સારી રીતે સમજે છે, અને તેથીજ તેઓ પોતાના સેવકોને સંજોગો જોઇ આગળ વધારે છે. જો એવું ન હોત તો આજે ખોજા કોમ અને દાઉદી વહોરા કોમ આટલી સાધનવાળી હોત કયાંથી? ધર્મગુરૂ અને કોમના અગ્રેસરોની મદદ ન હોત તો આજે એ કોમો કંગાલ હાલતમાંજ હોત. ત્યારે ધર્મગુરૂના બંધારણમાં અનેક ફાયદા છે. હવે જે બહારના લોકો કોમને આવા ફાયદા લેવા દેવા માગતા નથી અને કોમને તોડી ભાઇઓને કંગાલ હાલતમાં લાવવા માગે છે તે સુધારાના નામે કોમના કેટલાક લોકોને હાથપર લઇ કોમમાં ફિસાદ ઉભો કરાવે છે. આમાં બીજાઓની હિકમતો રહેલી છે. ધર્મ-ગુરૂ તુટે તો બંધારણ તુટે, અને બંધારણ તુટે તો કોમમાં અફરાતફરી થઇ કોમ છેલ્લે પાટલે આવી જાય. કોમનું જે લોકો ભલું જોઇ શકતા નથી તેમનીજ આ બાજીઓ છે. ના૦ આગાખાન તથા વડા મુલ્લાંજીને તોડવા સરકારમાં મોટા મોટા કેસો મંડાયા પણ બંને કોમો બીજાઓની ચાલાકીઓ સમજી ગઇ હતી તેથી મક્કમ રહી. તેમણે પોતાના ધર્મગુરૂને પકડીજ રાખ્યા. કારણ કે તે સમજતી હતી કે જોરદાર કોમને સુધારાના નામે તોડવાની આ એક પ્રકારની હિકમત છે.

---

## ધર્મગુરૂઓ ઉપર મુકાતી નકામી બદલાગીઓ.

વળી કેટલાક ભાઇઓ એમ પણ કહેવા તૈયાર થાય છે કે ધર્મગુરૂ લોકોને પોતાના કબજામાં લઇ ગુમરાહ કરે છે અને

અવળે રસ્તે દોરે છે માટે તેમની આગેવાની અને સરદારીની કોઇ જરૂર નથી, તો તેના જવાબમાં એમ કહી શકાય કે જે લોકો આવી દલીલ કરે છે તે પોતેજ પોતાના નફસની પેરવી કરીને ગુમરાહ થવાના સાધનો શોધે છે કે તેમને મનસ્વીપણે વર્તવા કોઇ વાતની નડતર થાય નહીં. આવું હોવાથીજ તેમને આવા પ્રકારનું બંધારણ ઠીક પડતું નથી. ધર્મગુરૂ કદી કોઇને ગુમરાહ કરેજ નહીં. તેમનું કામ તો કોમને ફાયદાના માર્ગે લઇ જવાનું છે. અને તે પ્રમાણે તેઓ કરે છે, પણ જે લોકો ઇસ્લામી કોમના દુશમન છે તેઓ કોમને તોડવા માગે છે, અને તેથીજ તેઓ ધર્મગુરૂઓ વિરૂધ્ધ ચળવળ ચલાવે છે જેનો ચેપ આપણા કેટલાક ભાઇઓ પણ વગર સમજે વહોરી લે છે, અને વિરોધીઓની મતલબ પાર પાડવામાં મદદરૂપ બને છે. પણ તેમણે સમજી લેવું જોઇએ કે આ સઉ બીજાઓની ચાલાકીઓ છે.

તમો કાંઇ પણ કામ કરવા માગશો તો તમને સંસ્થાના રૂપમાં બંધારણ બાંધ્યા વગર અને કોઇ પણ લીડરની સરદારી કબુલ કર્યા વગર ચાલવાનુંજ નથી. જો તેમ નહીં કરો તો કદી કામ થઇ શકવાનું નથી. વળી તેને માટે તમારે બાર મહીને કાંઇ નાણા પણ ફી કે લવાજમ તરીકે આપવાજ પડશે. જો તમે પોતાની સંસ્થા કાયમ નહીં કરો અને કોઇને પોતાનો પ્રેસીડેન્ટ—પ્રમુખ, લીડર કે આગેવાન નહીં બનાવો તો તમે કાંઇ પણ કામ કરી શકવાનાજ નથી. આથી સાફ જણાય છે કે તમને સંસ્થા–બંધારણ બાંધવાની, કોઇ લીડરની આગેવાની કબુલ કરવાની, અને સંસ્થા ચલાવવાના નાણા આપવાની જરૂર પડયા વગર રહેવાની નથી. જ્યારે આવો ચોખ્ખો

મામલો છે તો તમે ક્યાં એ બંધનમાંથી મુક્ત થઇ શકો છો? તમારે તો એક નહીં ને બીજા પ્રકારે પણ બંધાયા વગર તો ચાલવાનુંજ નથી. તમો બંધનમાંથી મુક્ત થવા માગો છો પણ તમે કોઇ પણ પ્રકારે છુટા તો થઇ શકતાજ નથી. ધર્મગુરૂના ધોરણના બંધનમાંથી નીકળી એક સંસારી લીડરના ધોરણના બંધનમાં જકડાઓ છો! જેમાં આ ધોરણ કરતાં વધારે જોખમદારીઓ અને મુશકેલીઓ રહેલી છે! ભલેને ગમે ત્યાં જાઓ! જ્યાં જશો ત્યાં બંધનમાં તો જકડાવવુંજ પડશે! જ્યારે આવું છે તો પછી ધર્મ-ગુરૂવાળું બંધારણ શું ખોટું છે? પણ જ્યાં પોતાની મરજી પ્રમાણે ચાલવાનું મન હોય ત્યાં ધર્મગુરૂ પસંદ ન પડે! પણ પોતાના જેવો એક માયાવાદી લીડરજ પસંદ પડે! પણ જે ભાઇઓને ખુદાએ ઉંડી સમજ આપી છે તે તો ધર્મગુરૂના ધોરણનેજ વધારે અનુકુળ અને ફાયદાકારક ગણવાના છે. કારણ કે તે ધોરણ ઇસ્લામના મહાન બુઝુર્ગોની એક સારી યાદગાર તરીકે છે. એકાદ અંજુમનના પ્રમુખ કરતાં હજારો માણસના પેશવા ગણાતા ધર્મગુરૂનો દરજ્જો દેખીતી રીતેજ મોટો છે, તો તેમની સરદારીમાં રહીને કામ કરવા-માંજ ફાયદો છે. ધર્મગુરૂ ધર્મ શું કહે છે તેજ બતાવશે, અને તેજ ઉપયોગી નીવડશે.

કેટલાક ભાઇઓ એમ કહેવા ઉભા થાય છે કે ધર્મગુરૂઓ કોમને કેલવણીની અને સુધારાની બાબતમાં પોતાના સ્વાર્થને લીધે આગળ વધવા દેતા નથી માટે તેમના ધોરણની જરૂર નથી, તો આ એક માત્ર સમજ ફેર છે. ધર્મગુરૂઓ કેલવણી લેવા માટે કદી પણ આડ નાખેજ નહીં. જો તેમણે આડ નાખી હોત તો આજે ખોજાઓ

અને દાઉદી વહોરાઓમાં બેરીસ્ટરો, વકીલો, ડાક્ટરો, ગ્રેજ્યુએટો વિગેરે હોતેજ નહીં. સુન્નીઓમાં પણ કેળવાયલા હાલ તેટલાજ છે. આ બાબતમાં આડ નાખનારા ધર્મગુરૂઓ નહીં, પણ બીજા સ્વાર્થી અને હિકમતવાળા હોય છે જે એમ સમજતા હશે કે જો આવી હવા નહી ઉડાવીએ તો પછી આપણી હિકમત ચાલી શકશે નહીં. ધર્મગુરૂઓ તો સમજે છે કે કોમ અમારી છે અને અમને લાગેલી છે એટલે અમારા બંધારણમાંજ છે. જયારે પોતાના બંધારણમાંજ છે તો પછી ધર્મગુરૂઓને બીજો ખ્યાલ આવેજ શા માટે ? પણ બીજાઓ પોતાની મતલબ પાર પાડવા આવી હવા ઉભી કરે છે, અને ધર્મગુરૂઓને નકામા બદલામ કરી લોકોને એ બહાને પોતાની તરફ ખેંચે છે. બેશક ધર્મગુરૂઓ આટલું તો જરૂર કહે છે કે તમે ગમે તે કેળવણી લો, પણ તમે જયારે મુસલમાન છો અને જીંદગી સુધી મુસલમાન રહેવા માગો છો તો તમારે પ્રથમ ઇસ્લામી ધાર્મિક કેળવણી લેવીજ જોઇએ. ચાલુ જમાનાની અંગ્રેજી કેળવણી લઇને જયારે મુસલમાનને "પાંચ કલમા" કે "આમન્તો" મ્હોડે બોલતાં ન આવડે, કે નમાઝ, રોઝા, જકાત, હજના સિધ્ધાંત ન યાદ હોય તો પછી ગમે તેટલી બીજી કેળવણી લીધી હોય તેથી ઇસ્લામનું શું પાકયું ? તમે મુસલમાન થઇને નમાઝ અને રોઝા જે દીનની મુખ્ય બાબતો છે તેનું મહત્વ ન સમજો અને તે અદા ન કરો તો પછી તમારૂં મુસલમાન હોવું શું કામનું છે ? પહેલાં તમે ઇસ્લામના ફરમાનો બરાબર પાળો કે તમે મુસલમાન હોવાના હકદાર ગણાઇ શકો. જયારે ઇસ્લામની આ મુખ્ય બાબતો તમને ન આવડે અને તેનો અમલ તમે ન કરો અને પોતાને મ્હોડેથી "મુસલમાન,

મુસલમાન" કહો અને બીજી કેલવણીમાં આગળ વધો તો તમારાથી ઇસ્લામને શું ફાયદો? મ્હોડે "કોમ, કોમ" ના પોકારો કરો અને અઝાન થાય ત્યારે નમાઝ માટે તૈયાર નહીં થતાં નકામા બેસી ગપ્પા મારો અને એકે રોઝો ન રાખો તેમાં ઇસ્લામનુ શું પાકયું? ઇસ્લામ તો તેના ફરમાન પ્રમાણે તમારી પાસે અમલ માગે છે તે અમલ તમે ન કરો, અને જે ધર્મગુરૂ આ પ્રમાણે અમલ કરવા કહેવા જાય તેને બદલામ કરો અને બીજી કેલવણીનો ધખારો રાખો તો ખાલી નામના ઇસ્લામી હોવાથી તમે ઇસ્લામની શું મજબુતી કરી શકો છો? આવા વગર અમલ અને વગર ચલણના મુસલમાનો કોમનું શી રીતે ભલું કરી શકે? માટે ખરા ઇસ્લામી થવા માટે તમે પહેલાં જોઇતી દીની-ધાર્મિક કેલવણી લો, અને પછી તમારે જે કાંઇ બીજી કેળવણી લેવી હોય તે ભલે લો. ધર્મગુરૂઓ બેશક આવી સલાહ આપે છે ત્યારે હાલના કેટલાક ભાઇઓને તે રૂચતી નથી. હવે કહો આમાં ધર્મગુરૂઓ શું ખોટું કહે છે? જયારે તમે મુસલમાન હોવાનો દાવો કરો છો તો તમારામાં મુસલમાની ધર્મની કેલવણી હોવીજ જોઇએ. જો આવી ધર્મની જોઇતી કેલવણી લેવાનું પણ ધર્મગુરૂ તમને ન કહે તો પછી તેઓ ધર્મગુરૂ તરીકે પોતાની ફરજ બજાવતા નથી એમજ કહેવાય. જયારે ધર્મગુરૂને પોતાની ફરજ બજાવવા નહીં દેવી એનુજ નામ જો કેલવણી અને સુધારો હોય તો મરજીની વાત છે! ચાલુ જમાનાની કેલવણી બેશક હોવી જોઇએ, પણ તેનો અર્થ એ તો નથી કે ધર્મગુરૂ ઇસ્લામી કેલવણી લેવા તાકીદ કરે તો તેને તરછોડી કહાડવી! હાલનો મામલો તો આવો અજુગતો ચાલી રહયો છે છતાં લોકો ધર્મગુરૂઓને

કેળવણી અને સુધારાના કામમાં આડ નાખનારા બતાવે છે! અને તેમને બદનામ કરે છે!

કેટલાક ભાઇઓ વળી એવી દલીલ કરવા ઉભા થાય છે કે ધર્મગુરૂ લોકોને આઝાદી—સ્વતંત્રતા અને સુધારાને માર્ગે ચડવા દેતા નથી, પણ બંધનમાં જકડેલા અને પાછળ પડેલાજ રાખે છે. તો આપણે કહીશું કે ઇસ્લામ પોતેજ બાજબી આઝાદી અને ખરા સુધારાવાળો ધર્મ છે. જેટલી આઝાદી અને સુધારો જેની માણસને જરૂર છે તે તો ઇસ્લામે પોતેજ સઉને આપી દીધાં છે. માણસ પાસે સાધન અને દામ હોય તો તેને એકી વખતે ચાર સ્ત્રીઓ કરવાની છુટ આપેલી છે. જો સ્ત્રી સાથે ન બને તો તરત તેને છુટકો આપી તેનાથી અલગ થઇ જવાની પુરૂષને છુટ છે. લગ્ન વખતે સ્ત્રીની મરજી ખાસ પુછવામાં આવે છે. જો તે મરજી ન બતાવે તો લગ્ન થઇ શકે નહીં. વિધવા ગમે તેટલી ઉમરની હોય તોપણ તેને ફરી લગ્ન કરવાની છુટ છે. ખાપની બાપની, કે ધણીની પુંજીમાંથી સ્ત્રીને પોતાનો વારસો મેળવવાનો હક છે. મરદોને પણ તેજ પ્રમાણે વારસો મેળવવાનો હક છે. ઇસ્લામમાં સઉ મુસલમાનોને સરખા ગણેલા છે, તે એટલે સુધી કે નમાઝમાં પણ એક મોટા બાદશાહની લગોલગ એક સાધારણ ગરીબ મુસલમાનને પણ તેની બરાબર ઉભા થઇને બંદગી કરવાનો હક છે. કોઇને પણ પુછયા વગર ઉમર લાયક છોકરો કે છોકરી પોતાનાં લગ્ન ગમે ત્યારે અને ગમે ત્યાં કરી શકે છે. તેમજ એક બીજાથી છુટા થવાની તજવીજ પણ તેઓ પોતેજ કરી શકે છે. લગ્ન વખતે છોકરીને ઘરેણાં, લુગડાં, સરસામાન ઉપરાંત મેહેર લેવાની પણ છુટ છે.

આવી આઝાદીની માણસને પોતાની જીંદગી સુખી બનાવવા માટે ખાસ જરૂર છે અને તેવી આઝાદી તો તેને ઇસ્લામે પોતેજ આપી દીધી છે. જ્યારે ઇસ્લામ પોતેજ આઝાદીનો ધર્મ છે એમ મુસલમાનો દાવો કરે છે તો પછી મુસલમાનો એમ શી રીતે કહી શકે છે કે ધર્મગુરૂ અમારી આવી આઝાદીને આડે આવે છે? કયો ધર્મગુરૂ ઇસ્લામે માણસને આપેલી આઝાદીને આડે આવી શકે? શું ધર્મગુરૂ કોઇ દીવસ આવી આઝાદીને આડે આવે છે? કદીજ નહીં. પણ મુસલમાનો એવી આઝાદી માગે કે જેને ઇસ્લામ ધર્મ કબુલ કરી શકે નહીં. તેવી આઝાદીને ઇસ્લામી કોમ કે ઈસ્લામી ધર્મગુરૂ શી રીતે વ્યાજબી સમજે? હવે જે લોકો ઇસ્લામ વિરૂધ્ધની આઝાદી માગે તે પોતે ઇસ્લામને માન આપે છે કે તેનું દેખીતું અપમાન કરે છે તે વિચારવાનું છે.

હવે જે ભાઇઓ સુધારાની દલીલો કરે છે તો તેના જવાબમાં પણ આપણે કહીશું કે ઇસ્લામ પોતેજ એક સુધારાનો ધર્મ છે. ઈસ્લામમાં ધાર્મિક કેલવણી લેવા માટે દરેક સ્ત્રી પુરૂષ માટે ફરજીઆત ધોરણ કાયમ કરેલું છે. તેમાં ન્યાત જાત, ઉંચ નીચ, કે આભડછેટની વાતજ નથી. રોટી વહેવાર તથા બેટી વહેવારની તદન છુટ છે, વિધવા વિવાહ માટે તો જોઇએ તેટલી તાકીદ કરેલી છે. લગનની વિધી પણ એટલી બધી સાદી છે કે જેને માટે પાંચ મિનિટનો વખત બસ છે. ઉડાઉ અને નકામા ખરચની કે કરજ કરવાની કે બ્યાજ ખાવાની મનાઇ કરેલી છે. રડવા કુટવાનો રિવાજ તદન નાબુદ કરેલો છે. બુતપરસ્તીની સખત મનાઇ છે. તાડી શરાબ કે જુગારને શેતાનના કામ જણાવેલાં છે.

દરેક કોમના માણસ સાથે હમદરદી રાખવાનું ફરમાવેલું છે. તબલીગ અને સંગઠનનું જબરૂં ધોરણ કાયમ કરેલું છે. દરેક શાસ્ત્રનું અને દરેક ધર્મનું જ્ઞાન મેળવવાની છુટ રાખેલી છે. યતીમ—અનાથ બાળકોનું પ્રેમપૂર્વક પોષણ કરવાની તથા અનાથાશ્રમો ઉઘાડવાની સખત તાકીદ કરેલી છે. ભીખ માગવા તરફ સખત વિરોધ છે. વ્યાપાર રોજગાર તથા ધંધા માટે ખાસ ભલામણ છે. પરદેશગમનની તદન છુટ છે, બલકે તાકીદ છે. એક ઘેડ કે ચમાર મુસલમાન થઇ શુધ્ધ થાય તો તેને એકજ થાળીમાં લઇને જમવા બેસવાની, એકજ પવાલામાં પાણી પીવા દેવાની. મસ્જીદમાં પોતાની બરાબર બેસવા દેવાની, તથા પોતાના જેવોજ ખાસ મુસલમાન ગણવાની તાકીદ છે. પોતાની પુંજીમાંથી સો રૂપીએ અઢી રૂપીઆ બાર મહીને ગરીબોને ઝકાત—ખેરાત આપવાનું ફરજીઆત રાખેલું છે. વાયદા પ્રમાણે અમલ કરવાની ખાસ ભલામણ છે. બીમાર માણસની મફત સારવાર કરવાની તથા તેને જોવા જવાની જોરથી સુચના કરેલી છે.

આ સઉ બાબતો જોતાં કોણ કહી શકે છે ઇસ્લામ સુધારાવાળો ધર્મ નથી ? અને કયો ધર્મગુરૂ આવા સુધારાનો વિરોધ કરી શકે ? પણ એ પ્રમાણે ચાલવું નથી અને ધર્મગુરૂને નાહક બદનામ કરવા છે. ઇસ્લામ પ્રમાણે ચાલવું નથી પણ પોતાની ઇચ્છા પ્રમાણે ચાલી તેને સ્વતંત્રા અને સુધારાનું નામ આપવું છે ! નમાઝ જતી કરવી, રોઝા ચટ કરવા, ઝકાત અદા ન કરવી, નાટકો તમાશા જોવા પેટ ભરીને વ્યાજ ખાવું, પાંચ કલમા ન આવડે તેની ફીકર નહીં. ઓરતોને બે પરદા ફેરવવું, શરતોમાં અને બીલીઅર્ડ રૂમમાં જઇ જુગાર રમવો, તંગ કોટ પાટલુન પહેરી ઉભા ઉભા

પેસાબ કરવો, હોટેલોમાં શરાબી ફીરંગીઓના હાથનું ખાવું, દાઢી મુંડાવવી, મઝહબી પેશવાઓની બુરાઇ કરી જાહેરમાં મુશરિક લીડરોની તારીફો કરવી, ખુલ્કે મોહમદીનો છાંટો પણ ન હોવો, વિગેરેનું નામ જો આઝાદી અને સુધારો હોય તો તેને ખરી આઝાદી અને ખરો સુધારો કોણ કહેશે? આવી બાબતો માટે ઇસ્લામ શું કહે છે? પોતાને ઇસ્લામી ગણાવનારા ઇસ્લામ વિરૂધ્ધની બાબતોનો અમલ કરવા ઉઘાડે છોગે તૈયાર થાય અને તેને આઝાદી અને સુધારાનુ નામ આપે તો તેઓ ઇસ્લામની કેવી સેવા બજાવે છે તે તેમણે પોતેજ વિચારવાનુ છે! આવી બાબતો જે ધર્મગુરૂ ચાલવા દે અને એક અક્ષર પણ ન બોલે તો તે ધર્મગુરૂ કેળવાએલા, સુધરેલા, અને હમદરદીવાળા ગણાય, અને આવી બાબતોથી રોકે તો તે આઝાદી અને સુધારાના કામમાં આડ નાખનારા મનાય!

ઉપલી બાબતો જોઇને ભાઇઓએ સમજી લેવાનું છે કે ધર્મગુરૂ ઇસ્લામે બતાવેલા ફાયદાકારક સુધારાને અને ઇસ્લામે જેટલી વ્યાજબી ગણેલી છે તેટલી આઝાદીને આડે કદી આવી શકેજ નહી. તેમને આડે આવવાની જરૂરજ નથી. તેઓ કદી આડે આવતા નથી, તોપણ નાહક તેમને બદલામ કરવામાં આવે છે. જે લોકોને ઇસ્લામની તરક્કી રૂચતી નથી તેમની આ બધી હિકમતો છે જેમાં કેટલાક ઇસ્લામી ભાઇઓ પણ વગર સમજે ખેંચાઇ રહયા છે. અલ્યા ભાઇ! ધર્મગુરૂ ક્યાં તમારી પાછળ પાછળ ફરે છે! તમે તમારે તમને શુધ્ધ બુધ્ધીથી જે સારૂં લાગે તે કરો, પણ તમારૂં કોમી બંધારણ શા માટે તોડવા તૈયાર થાઓ છો?

કેટલાક ભાઇઓ વળી બીજાઓની તાલીમથી ધર્મગુરૂથી ફરી

જઇ એવી વાતો કરવા લાગે છે કે જ્યાં સુધી આ ધર્મગુરૂઓ નહી ટુટે ત્યાં સુધી દેશનું કદી ભલું થવાનું નથી ! તેઓ જણાવે છે કે યુરોપ દેશમાં પણ જ્યારે પોપ (ઇસાઇ વડા ધર્મગુરૂ)નું વડપણ ટુટયું ત્યારે દેશ આગળ વધ્યો ! માટે અહીં પણ તેમજ થવું જોઇએ ! આવી આવી વાતો તેઓ વગર સમજે બોલે છે પણ તેઓ એ સમજતા નથી કે પોપનું ધાર્મિક વડપણ ક્યારે ટુટયું છે ? હાલ જેજે રાજકર્તા ઇટાલી દેશમાં જાય છે તેને રોમ શહેરમાં પોપને સલામ કરવા જવુંજ પડે છે. ઇસાઇ રાજાઓજ જાય છે એટલું નથી પણ બીજાઓને પણ ત્યાં જવું પડે છે. હાલમાં અફઘાનિસ્તાનના નામદાર અમીર સાહેબ જ્યારે ઇટાલી ગયા ત્યારે તેમને પણ ત્યાં વડા ધર્મગુરૂ પોપને સલામી ભરવા (કેટલાક જણાવે છે કે પગે પડવા) જવું પડયું હતું ! જે અમીર સાહેબ હીંદુસ્તાનમાં લોકોને બોધ આપી ગયા કે ફકીરો અને મોલવી મુલ્લાંઓથી બચતા રહેજો તેમને પણ ઇટાલીની મુલાકાત વખતે આ ઇસાઇ વડા ધર્મગુરૂ (પોપ)ને સલામી ભરવા જવું પડયું હતું જેની હકીકત છાપાઓમાં બહાર આવી ગઇ છે. જે અમીર સાહેબને યુરોપના મોટા મોટા રાજાઓ સામા લેવા આવવા આતુરતા ધરાવે છે તે અમીર સાહેબને પોપને તેના મહેલમાં જઇને સલામી ભરવી પડે છે તે શું બતાવે છે ? શું ધર્મગુરૂનું વડપણ હાલ પણ ઇસાઇઓમાં કાંઇ કમી થવા પામ્યું છે ? શું તેની શાનો શૌકત અને જાહોજલાલીમાં હજુ પણ ઘટાડો થયો છે ? જો ઘટાડો થયો હોત તો નામ. અમીર સાહેબ તેના ત્યાં ચાલીને જાતજ નહી. તે ઉપરાંત ઇંગ્લાંડની આખી સલતનતમાં ચીફ અને કેન્ટરબરીના આર્ચબિશપ

(વડા ધર્મધુરંધરો)નો મરતબો હાલ પણ ક્યાં ઓછો છે? અહીં હીંદુસ્તાનમાં મુંબાઇ અને કલકત્તાના બિશપ (ઇસાઇ વડા પાદરી)નું સ્થાન આજ પણ કેટલું ઉંચું છે તે ઇલાકાઓના મોટા હાકેમોના મંડળોમાં ફરનારા ગ્રહસ્થો સારી રીતે જાણે છે. આ બિશપો તો શું પણ આપણા જીલ્લાઓમાં જ્યાં જ્યાં પાદરીઓ પોતાના મિશન ખાતાંનાં મથકો જમાવીને બેઠા છે તેમનું વજન મોટા મોટા અંગ્રેજ હાકેમો કેટલું બધું રાખે છે તે પણ ધ્યાનમાં લેવા જેવું છે. આ પાદરીઓનું ધોરણ મજબુત રાખવા અને તેમને હરેક પ્રકારની સગવડ પુરી પાડવા તમામ ઇસાઇ રાજકર્તાઓ અને લક્ષાપતિઓ વિગેરે તરફથી બાર મહીને તેમના ધર્મના વડા ખાતાને લગભગ દસ કરોડ રૂપીઆ ભેટ આપવામાં આવે છે! શું બાર મહીને દસ કરોડ રૂપીઆની ભેટ આપવામાં આવતી હોય તો તે શું અમથીજ અપાતી હશે? આના કરતાં ઇસાઇ ધર્મના ધોરણની સાચવણીનો અને તેના વડપણનો બીજો શું પુરાવો આપી શકાય એમ હતો? આ બધું જાણ્યા પછી કોણ કહેવા તૈયાર થશે કે યુરોપે પોતાના ધર્મગુરૂનું ધોરણ તોડી નાખ્યું? પોપની રાજસત્તા ગઇ છે કાંઇ ધાર્મિક વડપણ ગયું નથી. આખી દુનિયાના પાદરીઓ એક વડા ધર્મ-ગુરૂની ગાદી નીચે કામ કરી રહયા છે તો આ વડા ધર્મગુરૂનો માન મરતબો કેટલો હશે તે જોવાનું છે. આજકાલ ઇસાઇ દુનિયામાં તેનો અવાજ સઉથી બુલંદ છે. જયારે આવું છે ત્યારે તો આપણા જીલ્લાઓમાં ઠેરે ઠેર હમેશાં પાદરીઓના મકાનોની રોનક વધતીજ જાય છે આ એક ધર્મના બંધારણનો સવાલ છે અને એ બંધારણ કાયમ કરવું અને તેને જારી રાખવું એ કાંઇ છોકરાઓની રમત નથી.

કેટલાક ભાઇઓ કહેશે કે ધ્રુમાઈ ખાતાના જેવું આપણા ધર્મગુરૂ કામ કરી શકતા નથી. તો આપણે કહીશુ કે ધ્રુમાઈ ખાતાને દર વરસે દસ કરોડ રૂપીઆ ભેટ મળે છે તેટલી ભેટ આપણા ધર્મગુરૂને કોણ આપે છે કે તેઓ તેમના જેટલું કામ કરી શકે? અને કદાચ જે ભેટ તેમને મળે છે તેના પ્રમાણમાં કામ બરાબર ન પણ કરી શકતા હોય તો ઓછું કરતા હશે પણ બંધારણ તો કાયમ રાખે છે. વધારે કામ આ હાલના ધર્મગુરૂ નહીં તો એ ગાદી ઉપર બીજા પેદા થશે તે કરશે પણ ગાદીને તોડી નાખવાથી શો લાભ થશે? ગાદી કાયમ હશે તો કોઇને કોઇ દિવસ સારા કામ કરનારા ધર્મગુરૂ પણ પેદા થશે અને ગાદી નહીં હોય તો સારા પેદા થશે તો પણ શું કરી શકશે? ધ્રુમાઇ ધર્મ ખાતું આજકાલ પોતાનું કામ જોરથી કરી રહ્યું છે અને તેણે પોતાના કામ માટે કેટલાક મુસલમાનો અને હીંદુઓને પણ પોતાની સાથે કરી લીધા છે, તો આવા વખતમાં શું આપણામાં ધર્મગુરૂની જરૂર નથી? જો ધર્મગુરૂ નહીં હોય તો લોકો છિન્ન ભિન્ન થઇ જશે અને આખરે ગાબડાં પડી ભંગાણ થશે, એથી આપણી કોમને શું લાભ થશે? માટે હાલ જે ધર્મગુરૂનું બંધારણ છે તે કોમની મજબુતી માટે જરૂરી અને ઉપયોગી છે. તદન નહીં હોવા કરતાં જે છે તે પણ સારૂંજ છે. માટે ધર્મગુરૂને તોડવાના નથી પણ તેમને વધારે મજબુત બનાવવાના છે. ધર્મગુરૂની ખાસ જરૂર છે તેથી તો પોતાની કમાઇનો દસમો ભાગ ખોજા અને વહેરા ભાઇઓ ખુશીથી આપે છે, અને તેમને કાયમ રાખી પોતાની મજબુતી કરે છે.

ના૦ અફઘાનિસ્તાનના અમીરે મોલવીઓ, મુલ્લાંઓ અને ફકીરોથી બચીને ચાલવાનું જે કહ્યું હતું તે ફિસાદ કરાવનારા મોલવીઓ, સરહદ તરફ રમખાણ જગાડનારા મુલ્લાંઓ, અને રખડતા ફરતા આળસુ ફકીરોથી બચતા રહેવાનું કહ્યું હતું, કોઇ ગાદીપતિ ધર્મગુરૂ વિશે તેમણે નહોતું કહયું. અફઘાન લોકો તો સ્વાદ બુનેરના આખુન સાહેબ જે એક મોટા બુજાુર્ગ થઇ ગયા છે તેમને અને તેમની ગાદીવાળાને ઘણાજ માને છે અને તેમના હુકમમાં હમેશાં હાજર રહે છે. આ પ્રમાણે બુજાુર્ગોને માનનારા અફઘાન મુલકના એક રાજકર્તા કોઇ ગાદીપતિ ધર્મગુરૂ વિશે બુરૂં કદી પણ બોલી શકે નહીં. તેમનો ઇશારો તો કજીઆ ખોરા અને અવળે રસ્તે દોરનારા ફાલતુ મુલ્લાં મોલવીઓ માટે હતો જેનો કેટલાક ભળતા લોકો જુદીજ રીતે અર્થ કરવા કોશીશ કરે છે. અને ધારો કે કદાચ અમીર સાહેબ મોટા ધર્મગુરૂઓ માટે પણ કહેતા હોય તો તે અહીંની આપણી હાલતથી અને આપણા સંજોગોથી પુરી રીતે વાકેફ નથી. તેઓ છૂટેના અને સ્વતંત્ર દેશના એક બાદશાહ હોવાથી એ જાણતા નથી કે હાલ દીના પેશવા વગર અહીં પરતંત્ર દેશમાં કોમ કેવી હાલ હવાલીમાં પડી છે. તેઓ ગાદીપતિ ધર્મગુરૂનો દરજ્જો તો સમજી શકે છે. જો ન સમજતા હોત તે પોપ જેવા ઇસાઇ ધર્મગુરૂને સલામ ભરવા જાત નહીં. ગમે તે કારણથી તેઓ ગયા હોય, પણ હાલ પોપનો દરજ્જો એવો કાયમ છે કે જેને માટે અમીર સાહેબ પણ ત્યાં જવા પાછા પડયા નહોતા. શું આથી ધર્મગુરૂનું વડપણ સાબીત થતુ નથી ?

જે લોકોને આપણી કોમ મજબુત થાય અને આગળ વધે

એ ઈચ્છતું નથી તે આપણા ધર્મગુરૂ વિરૂધ્ધ આડકતરી રીતે ચળવળ ઉપાડે છે અને તેમને હલકા પાડવા દરેક કોશીશ કરે છે કે તેઓ તુટે અને તેમના તુટવાથી આખરે કોમ પણ બરબાદ થઇ જાય. જ્યાં આવો મામલો ચાલતો હોય ત્યાં ઘણીજ સાવચેતીથી કામ લેવાનું છે. આ કામને માટે છુપી રીતે હજારો રૂપીઆ ખરચાઇ રહયા છે. વળી વહાબી પ્રોપેગેન્ડા પણ એજ હિસાબે ચાલી રહયો છે માટે દરેક ભાઇની ફરજ છે કે પોતાનામાં ધર્મગુરૂનું મજબુત ધોરણ કાયમ કરી દે કે બરબાદીનો વખત આવે નહી. ના. આગાખાન, વડા મુલ્લાજી, વિગેરે ઉપર કેસો આ કારણથી માંડવામાં આવ્યા હતા તેનો ઉંડો વિચાર કરવાનો છે. બંને કોમો બીજાઓની હિકમતો સમજી ગઇ હતી અને તેથીજ તે પોતાના ધર્મગુરૂને મજબુતીથી વળગી રહી હતી. અને આજે બંને આબાદ છે તેનું કારણ એજ છે કે તેમણે પોતાના ધર્મગુરૂને તુટવા દીધા નથી.

ખોજાઓ અને દાઉદી વહોરાઓના ધર્મગુરૂ આબાદ હાલતમાં છે તો આજ બંને કોમો સારી હાલતમાં આગળ પડતી જણાય છે અને જે કોમોએ ધર્મગુરૂની કાળજી રાખી નથી તે તદન બદહવાલીમાં આવી ગઇ છે એટલુંજ નહીં, પણ આજ તેનો કોઇ ભાવ પણ પુછતું નથી, કારણ કે તેનો ખીલોજ કાયમ નથી.

શું આ બધું જોઇને પણ સુન્ની ભાઇઓ ઇબરત નહીં પકડે? તેમનામાં છે કોઇ એવા ભાઇઓ કે જે ખોજા અને વહોરા કોમ જેવી દાનેશમંદી દેખાડે? અને પોતાનામાં ધર્મગુરૂનું ધોરણ મજબુતી સાથે કાયમ કરે? હાલ સુન્ની ભાઇઓના ધર્મગુરૂઓની હાલત કેવી છે! આ બધી બેદરકારી શા માટે છે? આપોની

સંખ્યાવાળા સુન્ની ભાઇઓ શું હજુ પણ ઉંઘીજ રહેશે ? ખોજા અને દાઉદી વહોરા જેવી તદન નાની કોમો આવી ચતુરાઇથી કામ લઇ રહી છે તો શું બહોળી સંખ્યાવાળા સુન્ની ભાઇઓ એમજ બેસી રહેશે ? શું તેમનામાં કે.ઇ ગાદીવાળા કાબેલ ધર્મગુરૂ છેજ નહીં કે જે આ જમાનામાં કોમની લગામ હાથમાં લઇ કોમની મજબુતી કરી તેને જાહોજલાલીમાં લાવે ? બેશક હશે, પણ કોમે તેવા લાયક ધર્મગુરૂ શોધી કહાડી તેમને તરતમાંજ આગળ પાડવાની જરૂર છે. આવું થશે તોજ કોમ આગળ વધી શકશે અને વજન મેળવશે. નહીં તો ખાલી વાતોથી કાંઇ વળવાનું નથી.



## ધાર્મિક દરજાવાળા પેશવાનુજ વજન પડી શકે છે.

"સરદાર" ચુંટી કહાડવા માટે ઇસ્લામે ઘણીજ તાકીદ કરેલી છે. મહાન હઝરત પયગમ્બર (સ૦ અ૦ સ૦) સાહેબે ફરમાવ્યું છે કે તમે મુસાફરીમાં હોવ તો પણ તમારામાંથી એકને પોતાનો સરદાર બનાવી લો. મુસાફરી કરવા જેવા એક નાના કામ માટે અને એટલા ટુંક વખત માટે પણ સરદાર વગર ખાલી નહીં રહેવાની આપણને હુઝુરે આવી સખત તાકીદ કરેલી છે. આનો હેતુ એજ છે કે બંધારણ હોવાથી મજબુતી માલમ પડે. જયારે આવા એક નાના હંગામી કામ માટે આપણે સરદાર પસંદ કરવાનો હોય તોપણ આપણે આપણામાંથી જે વધારે બાહોશ ને વજનદાર માણસ હોય તેનેજ પસંદ કરીશું, તો પછી એક મહાન કામ માટે અને હમેશને માટે જેને "સરદાર" તરીકે પસંદ કરવો હોય તો શું વધારે બાહોશ અને વધારે વજનદાર માણસની જરૂર નહીં પડે ? આપણા

હાલના બાહોશ લીડરો જે અત્યારે કામ કરી રહ્યા છે તે એ વાતની ચોખ્ખી સાબીતી છે. તો પણ જો કામ ઘણું ભારે હોય અને જાથુકનું બંધારણ બાંધવું હોય તો સરદાર તરીકે કોઇ ધાર્મિક પેશવાનીજ જરૂર પડે છે. જયારે "ખીલાફત"ની ચળવળ ચાલતી હતી ત્યારે ઘણા બાહોશ સંસારી લીડરો કામ કરવા બહાર પડયા હતા અને તેઓ સારી રીતે કામ કરતા હતા તોપણ તે ચળવળને વજનદાર અને મજબુત બનાવવા માટે મૌલાના અબ્દુલ બારી જેવા એક ધર્મગુરૂને આગળ લાવવાની તેમને જરૂર પડી હતી. વળી આગળ જતાં તેમને પોતાના કામને વધારે આગળ લઇ જવા બધે ફરી વાએજ કરવા માટે મૌલવીઓને પોતાની સાથે રાખવાની જરૂર દેખાઇ ત્યારે મૌલવીઓના ઉસ્તાદ મૌલાના મેહમુદ હસન સાહેબને "શેખુલ હીંદ" એટલે એક મોટા શેખની ધાર્મિક ડિગ્રી આપવી પડી હતી. તેઓ મૌલવી હતા છતાં તેમને "શેખ" બનાવવા પડયા હતા. એટલે મોટા કામોમાં ધાર્મિક સંજ્ઞાવાળા આગેવાનનેજ આગળ રાખવા પડે છે; કારણ કે ત્યારેજ વજન પડે છે. હીંદુઓમાં આટલા બધા આગેવાનો છે તેમાં ગાંધીજી વધારે વજનદાર ગણાય છે તેનું કારણ એ છે કે તેમના નામ સાથે "મહાત્મા"નો એક ધાર્મિક શબ્દ લાગેલો છે.

આ શબ્દને લીધેજ હીંદુઓનો મોટો જથો તેમને વળગી રહયો છે. ઇસાઇઓમાં એક સાધારણ પાદરીને માટે "રેવરંડ ફાધર" એટલે "પુજય બાવાજી" જેવો ધાર્મિક ઇલકાબ વાપરવામાં આવે છે કે તેની છાપ પડે. થીઓસોફીવાળા હાલ એક મી. કૃષ્ણમુર્તીની લોકો ઉપર છાપ પાડવા માગે છે તેને પણ તેઓ "જગતગુરૂ" તો

ધાર્મિક ઇલ્કાબ આપી રહ્યા છે. વળી કાદીયાનીઓ પોતાના એક પેશવા મી. ગુલામ એહમદ કાદીયાનીને આગળ ધરે છે તેમને પણ તેઓ "મસીહ" નો ધાર્મિક ઇલ્કાબ આપીનેજ પોતાના જથાની મજબુતી કરે છે. આથી સાફ જણાય છે કે ધાર્મિક ઇલ્કાબમાંજ કાંઇ એવી ખુબી-સ્ટીમ છે કે લોકોને તે વધારે પસંદ આવે છે. અને તેનાથીજ લોકો વધારે જોડાય છે. આવું છે તેથીજ હવે આર્યસમાજીઓને પણ દયાનંદ સરસ્વતીજીને "મહર્ષી" ની મોટી ધાર્મિક પદવી આપવાની જરૂર પડી છે, અને તેમના નેતાઓને પણ તેઓ ધાર્મિક માનથી 'સ્વામી" કહીને બોલાવે છે.

પાદરીઓ, થિઓસોફિસ્ટો. આર્યસમાજીઓ, વહાબીઓ, કાદીઆનીઓ, તથા બીજાઓ ભલે પોતાનું કામ કરે. આપણે તેમના આડે આવવા માગતા નથી, પણ આપણે આપણું બંધારણ મજબુત કરવા તેમના જેટલીજ કોશીશ કરવાની છે. પહેલાં "ખીલાફત" કાયમ હતી એટલે આપણામાં કાંઇક ધોરણ હતુ પણ હાલ તો તે પણ ટુટી ગઇ છે એટલે આપણે માટે સ્થાનિક કે પ્રાંતિક બંધારણની દેખીતી રીતે જરૂર ઉભી થઇ છે. તુરકીના સુલતાનના નામ સાથે "ખલીફા" શબ્દ લગાડવામાં આવતો હતો તે ધાર્મિક હતો. તેથીજ આખી દુનિયાના મુસલમાનોનાં મન એ ઇલ્કાબને લીધે તુરકી તરફ ખેંચાઇ રહયાં હતાં અને એ શબ્દને લીધેજ કરોડો રૂપીઆ ખીલાફતના ફાળામાં લોકોએ પ્રેમથી કહાડી આપ્યા હતા. તે વખતે કોઇએ ખલીફાનાં એબ જોયા ન હતા. આ બધી બાબતોથી શું એ સાબિત થતું નથી કે કોઇ પણ બંધારણ અને તેની મજબુતીના કામ માટે ધાર્મિક ઇલ્કાબવાળા પેશવાનીજ જરૂર પડે છે?

દરેક કામ માટે આગેવાનની જરૂર છે, પણ ધર્મનો ધંધકાળવાળોજ આગેવાન એટલે ધર્મગુરૂ વધારે અનુકુળ છે તે ઉપલી બાબતો સાફ જણાવી રહી છે. આવું હોવાથીજ સુન્ની ભાઇઓએ એક મોટા ગાદીવાળા સુન્ની ધર્મગુરૂની સાથે એકદમ જોડાઇ જવાની જરૂર છે કે તેઓ પોતાનું બંધારણ કાયમ કરી તેની મજબુતી કરી શકે. સુન્ની ભાઇઓનો જથો ઘણો મોટો છે એટલે એમનું બંધારણ તો એટલું બધું વિશાળ અને મજબુત થશે કે જેની કાંઇ હદ નહીં. આ બંધારણ આપણે આપણી ઉન્નતી માટે કરવાનું છે, કોઇની સામે મુકાબલા કરવા કે લડવા માટે કરવાનું નથી. ખોજાઓ અને દાઉદી વહોરાઓ બીજાઓથી વગર લડે શાંતીથી પોતાનું કામ કરે જાએ છે તેજ પ્રમાણે સુન્નીઓએ પણ કરવાનું છે. પણ પહેલાં તેઓનામાં ખોજાઓ અને દાઉદી વહોરા ભાઇઓ જેવું ધર્મગુરૂનું મજબુત ધોરણ કાયમ થવું જોઇએ. હાલ લડવાની કે ચળવળ કરવાની કાંઇ જરૂર નથી, પણ હદમાં રહીને શાંતીથી કામ કરવાની જરૂર છે. સરકાર આપણી કાયદેસર માગણીઓ ધ્યાનમાં લેવા ના કહેતી નથી. તેને રાજ ચલાવવું છે તો તેને આપણી જરૂર છે અને તે વાત તે પોતે સારી રીતે સમજી શકે છે. જયારે તે આ વાત બરાબર સમજે છે ત્યારેજ તે ખોજા ભાઇઓ અને દાઉદી વહોરા ભાઇઓના ધર્મગુરૂઓને આટલું માન આપે છે અને તેમની વ્યાજબી માગણીઓ ઉપર પુરતું ધ્યાન આપે છે. આમાં કોઇની ગેરવ્યાજબી ખુશામત કરવાનો સવાલ નથી, પણ આપણે પોતાનો મોભો જાળવાનો સવાલ છે. આપણે કોઇની સાથે પણ તોફાની અને અવિવેકી થવાનું ઇસ્લામ શીખવતો નથી. ઇસ્લામનો મુલ્ક-મિલક

તો જગચશહુર અને અનુપમ છે, તો હાલ તેનીજ આપણને વધારે જરૂર છે. તોછડા અને ઉધ્ધત થઇ ગાળો ભાંડવા તૈયાર થઇશું તો આ કામ થઇ શકવાનું નથી. એક ગામના પટેલને કે આગેવાનને તેની વસ્તીનો કોઇ માણસ ઉધ્ધતાઇ અને તોછડાઇથી ગાળો ભાંડવા કે બુરા શબ્દો કહેવા તૈયાર થાય તો તે કામ કેટલું અવિવેકી ગણાય તે સમજવાનું છે. પહેલાં સુન્ની ભાઇઓએ કોઇ ગાદીવાળા મોટા સુન્ની ધર્મગુરૂની આગેવાની નીચે પોતાનું બંધારણ મજબુત કરવું જોઇએ, અને પયગમ્બરી વિવેકની હદમાં રહી કામ કરવું જોઇએ કે જેથી આપો આપ તેમની પુછક થાય. જથાવાળાને જઉ કોઇ માને છે તેમ જો તેઓ પોતાનો જથો પાકે પાયે કાયમ કરશે તો પછી તેમને કોઇપણ જાતની નડતર આવવાની નથી.

કોઇ દીની પેશવાની સરદારી કબુલ કરવી એને ઇસ્લામમાં બએઅત કહે છે અને આવી બએઅત માટે કુરઆન શરીફમાં જોઇએ તેટલો આધાર મોજુદ છે. મરદોએ બએઅત કરવાનો આધાર કુરાને શરીફમાં "સુરએ-ફતહ" માં અને ઓરતેએ બએઅત કરવાનો આધાર "સુરએ-મોમ્તેહના"માં છે. જેને જોવું હોય તે જોઇ શકે છે. એ સિલસિલો મહાન હઝરત પયગમ્બર (સ૦) થીજ જારી છે. આ "બએઅત"ને આપણી ભાષામાં પીરી મુરીદી કહે છે. જો આ વાતને ઇસ્લામનો ટેકો ન હોત તો પીરાન પીર દસ્તગીર (ક૦ સી૦ અ૦) જેવા અને મહાન ખ્વાજા સાહેબ (૨૦ અ૦) જેવા ઓલીઆઓ આ સિલસિલો જારી રાખત નહીં. તેઓ પોતે પણ મુરીદ થયા હતા અને તેમણે બીજાઓને પણ મુરીદ કર્યા હતા અને એજ આધારે એ સિલસિલો હજુ પણ બધે જારી છે. જે લોકો પોતાને મુસલમાન જણાવે છે તેમને તો આ વાત કબુલજ

કરવી પડે. કારણુકે જેને માટે કુરાન શરીફનો આધાર હોય અને ઇસ્લામના તમામ મહાન બુઝુર્ગો જે ચલાવતા આવ્યા હોય તેને માટે મુસલમાનથી તો ઇનકાર થઇ શકેજ નહીં. લોકોને ભાઇચારામાં જોડવાનો અને તેમને સંગઠનના રૂપમાં મજબુત બનાવવાનો આ એક ખાસ તરીકો છે. આમાં દેખીતા ફાયદા છે ત્યારે તો તેને મોટા મોટા બુજુર્ગોએ જારી રાખેલો છે. હાલની નવી કેલવણીવાળા જુવાન ભાઇઓ ઇસ્લામી સંગઠન કરવા ભલામણો કરે છે, તેઓ પણ જોઇ શકશે કે ઇસ્લામમાં આ સંગઠનનુ ધોરણ તો અસલથી કાયમજ છે. ફક્ત તે તરફ ધ્યાન આપવાનીજ જરૂર છે. આ ધોરણથી જે ભાઇચારો થાય છે તેવો ભાઇચારો બીજા ધોરણથી થઇ શકતો નથી. કેળવાએલા ભાઇઓએ સમજવું જોઇએ કે આમ—સામાન્ય ઇસ્લામી વર્ગ જેની વસ્તી ઘણી બહોળી છે તે આપણી સાથે ન થાય ત્યાં સુધી કાંઇ પણ કામ થઇ શકે નહીં, કારણુકે તેઓ સાથે જોડાય ત્યારેજ આપણો જથો જબરો ગણાય. અને જબરો જથો જ્યાં સુધી આપણો ન થાય ત્યાં સુધી આપણું સંગઠન મજબુત અને વજનદાર ગણી શકાય નહીં. આથીજ સામાન્ય વર્ગને આપણી સાથે ભાઇચારામાં જોડવાની ખાસ જરૂર છે. આ જોડાણને માટે પીરી મુરીદીનો ધાર્મીક સિલસિલોજ અસરકારક ગણાય છે.

ઇસ્લામમાં પીરી મુરીદીના ચાર મોટા સિલસિલા કાયમ થએલા છે. (૧) ચિસ્તીયા. (૨) કાદરીયા. (૩) સોહરવર્દીયા અને (૪) નકશબંદીયા. તે ઉપરાંત બીજા પેટા તરીકા એટલે શાખાઓ પણ છે. ગમે તે તરીકામાં માણસ પોતાની મરજી પ્રમાણે દાખલ

થઇ શકે છે. સહુથી પહેલો સિલસિલો જે હીંદુસ્તાનમાં આવ્યો તે "ચિશ્તીયા" છે જેને આજથી આઠસો વરસ ઉપર અજમેર શરીફવાળા મહાન ખ્વાજા મોઇનુદ્દીન ચિશ્તી સાહેબે અહીં કાયમ કરેલો છે, અને જેમાં આજે લાખો સુન્નીઓ મોજુદ છે. આપણે આજે ગુજરાતનો સવાલ જોવાનો છે, કારણકે પહેલાં આપણેજ મજબુત થવાનું છે. જયારે ગુજરાતનોજ સવાલ છે તો પછી ધર્મગુરૂ ગુજરાતના હોય અને તેમની ગાદી પણ ગુજરાતમાં હોય તો વધારે સુગમ પડે. તેટલા માટે ગુજરાતમાંનીજ કોઇ મોટી ગાદી પસંદ કરવાની છે અને ભાઇઓ તે પોતાની મરજી પ્રમાણે ખોળી શકે છે. આવી ગાદી એ આપણું મથક છે માટે મથક આપણાથી દુર ન હોવું જોઇએ તેથીજ ગુજરાતની ગાદીની જરૂર છે.

ગાદી અને ગુરૂ બંને નજીક હોવાથી ઘણા લાભ છે. ગુજરાતમાં કામ કરવાનું છે તેથી ગુજરાતી ભાષાની તથા ગુજરાત દેશના લોકોની સારી માહીતી ધર્મગુરૂને હોવી જોઇએ. તે ધર્મગુરૂ સારી રીતે બધે જાણીતા, વગવાળા, વજનદાર, ઉમંગી, કેળવાએલા, ખુલ્કવાળા, અને બાહોશ હોવા જોઇએ કે કામ કરી શકે. ઇસ્લામ અને ઇસ્લામી કોમની સેવા કરવાની ધગશ-જોશ હોય તેવા જોઇએ. દેખાવે મોભો પડે તેવા હોવા જોઇએ. કોઇ બારીક વાતનો ઉકેલ કહાડે તેવા અને કામ પડે પોતે જવાબ આપી શકવાની તાકતવાળા હોવા જોઇએ. પરેજગારી અને ચલણની તો પહેલીજ વાત છે. આવા કોઇ મોટી ગાદીવાળા સુન્ની ધર્મગુરૂની સુન્નીઓને જરૂર છે.

કોઇ કહેશે કે શું આ કામ માટે કોઇ મોલવી ન ચાલી શકે ? તો તેના જવાબમાં આપણે કહીશું કે અહીં એક જબરા

જમાની સરદારી કરવાની છે અને બંધારણ બાંધવાનું છે, કંઈ નાનું સૂનું કામ નથી. સરદારમાં સઘળી વાતના ગુણ અને સાધન હોવાં જોઇએ. પહેલાં તો મોબેદો પોતે જાહેર રીતે ગાદીપતિ ધર્મગુરૂ જેવા સાધનવાળા હોતા નથી પણ પોતાના ગુજરાન માટે અમુક લોક ઉપર આધાર રાખનાર હોય છે, એટલે તેમનું વજન પડતું નથી. વળી દેશની બીજી વહેવારીક બાબતોનું પણ તેમને જ્ઞાન હોતું નથી એટલે એવી બાબતમાં તેઓ કોમની રેહબરી કરી શકે નહીં. તે ઉપરાંત તેઓ બધે જાણીતા હોતા નથી એટલે લોકો તેમને માનવા તૈયાર થતા નથી જેથી તેઓ કાંઇ કામ કરી શકતા નથી. ત્યાં કાંઇ એકલી કીતાબોની તાલીમની અને દિનેહના મસલાની વાતો કરવાની નથી પણ તે ઉપરાંત ઘણી બારીક અને મહત્વની બાબતોના ફડચા અને નીવેડા કરવાના હોય છે, અને તે કામ એક મોટા મોભાદાર અને વહેવાર કુશળ માણસ વગર થઇ શકે નહીં. તેથીજ એક મોટા વિદ્વાન, અનુભવી, શાંત, અને વજનદાર ગાદીપતિ ધર્મગુરૂની આ કામ માટે જરૂર છે. તેવાજ માણસને સરદારી સોંપી શકે છે. પચીસ ત્રીસ કે ચાલીસ રૂપીઆના માસિક પગારમાં રોકેલો એક માણસ (મોબેદ) આપણી કોમના ભારે સવાલોના ઉકેલ કરાવી શકે નહીં. તેમના [illegible] લીધે બેશક તેઓ એક [illegible] [illegible] એક મોટા જમાના [illegible] [illegible]

સરદારી હમેશાં લાયક અને બાહોશ માણસજ કરી શકે છે. એ કાંઇ સાધારણ માણસનું કામ નથી. એક ગામના થોડા ઘણા લોકોની આગેવાની માટે પણ કોઇ વગવાળા, આગળ પડતા, વજનદાર, અને ઉંડી સમજવાળા આગેવાનની જરૂર પડે છે તો પછી આ તો એક જબરદસ્ત જથાનો સવાલ છે. કયા પીરને પસંદ કરવા એ પોત પોતાની મરજીની વાત છે. ફલાણાનેજ પકડવા એમ અમે કહેતા નથી પણ કોઇ પણ મોટી ગાદીવાળા હોવા જોઇએ કે જે સુન્ની ભાઇઓના મોટા જથાનું કામ કરી શકે, અને વખત આવે તેમનું બંધારણ સાચવી શકે. દુનિયાદારો માટે દીન અને દુનિયાં બંને સાચવવાનાં છે.

કેટલાક ભાઇઓ ધર્મગુરૂઓના એબ કહાડે છે કે તેઓ શરીઅત વિરૂધ્ધ કામ કરે છે પણ તેના જવાબ આગળ અપાઇ ગયા છે. આપણે ધર્મગુરૂના એબથી શુ કામ છે? આપણે તો તેમનો સારો અભિપ્રાય લઇ તેમની મદદથી આપણું બંધારણ મજબુત કરવાનુ છે અને ફાયદો ઉપાડવાનો છે. સામાન્ય વર્ગનું વલણ ઘણે ભાગે તેમની તરફ હોય છે અને આપણે સામાન્ય વર્ગનું હાલ વધારે જરૂર છે કે આપણો જથો જબરો થાય. ત્યારે આવી સ્થીતીમાં ધર્મગુરૂના એબ કહાડીને શું કરીશું? ખીલાફતની ચળવળ ચાલતી હતી ત્યારે આપણે કયા આગેવાનના એબ કહાડયા હતા? ત્યારે તો પાનસો આલીમોએ એવો ફતવો આપ્યો હતો કે એક ગેર મુસ્લીમનો સારો અભિપ્રાય આપણા દીની ફાયદાને માટે કબુલ કરવો અને તે અભિપ્રાય પ્રમાણે વર્તવું એમા ગુન્હો નથી. આ ફતવાના આધારે ગાંધીજીને આગેવાનીમાં રાખ્યા હતા. ગાંધીજી ગેર ઇસ્લામી હોવાથી શરીઅત ઉપર ચાલનાર ગણી શકાય નહીં.

નાના ભાઇઓ આવી સઉથી વહાલી અને ચડતી ચીજને પણ ઇસ્લામ માટે કુરબાન કરવા તૈયાર હોય છે તો પછી તેઓ માલદાર અને ઇલમવાળાઓ કરતાં કોઇ પણ રીતે ઉતરતા ગણી શકાય નહીં. તેઓ તો ઇસ્લામનું લશકર છે અને વખત આવે છે તો માલદારો અને ઇલમવાળાઓને તેજ સાચવે છે. આવા લોકો શામીલ હોય છે તોજ બંધારણનું જોર દેખાય છે. આવા લોકોનો વધારે જથો તો ધર્મગુરૂ સાથે હોય છે તો પછી તે જથાને ઉપયોગી ગણી આપણે તેની સાથે થવામાં વાંધો શું છે ? આ સામાન્ય વર્ગ આપણી સાથે થશે તોજ આપણે કામ કરી શકીશું એ વાત યાદ રાખવાની છે.

કદાચ કોઇ કહેશે કે ધર્મગુરૂ વગર પણ આપણે આપણા કામ માટે એવા સામાન્ય લોકોને હાથ પર લઇ કામ કરી શકીએ છીએ, તો તેમણે સમજવું જોઇએ કે સામાન્ય વર્ગના લોકો સ્વતંત્ર સ્વભાવના અને જોશવાળા હોય છે, તેઓ દુનિયાદાર આગેવાનના કાબુમાં રહી શકે એવા હોતા નથી. તેમને હમેશાં શાંતીમાં રાખવા એ ઘણુંજ અઘરૂં કામ છે. આવું હોવાથી દુનિયાદાર આગેવાનો તેમનાથી કામ લઇ શકતા નથી. આ બાબતમાં ધર્મગુરૂ વધારે અનુભવી હોય છે અને સામાન્ય વર્ગ પાસેથી કેવી રીતે કામ લેવું તે પોતાના ધોરણના અંગે સારી રીતે જાણે છે. તેથીજ કોમી બંધારણને માટે ધર્મગુરૂનું ધોરણ અસરકારક ગણાય છે. આ ધોરણથી કામ કરશો તોજ મજબુતી પકડી આગળ વધી શકશો. નહીં તો આવા કટોકટીના જમાનામાં ટકવું ઘણુંજ મુશકેલ છે એ યાદ રાખજો.

દેશનું બંધારણ મજબુત કરવા માટે હીંદુ અને મુસલમાન આગેવાનોને હીંદુ મુસલિમ એકતાની ખાસ જરૂર દેખાઇ હતી. આનો અર્થ એજ છે કે જથાની મજબુતી વગર કાંઇ કામ થઇ શકતું નથી. આવું હોવાથી દુનિયાદાર આગેવાનોએ એ એકતા કરાવવા જબરી મેહનત કરી હતી પણ તેઓ સામાન્ય વર્ગને હાથ પર રાખી શકયા નહીં જેથી તે એકતા થોડા વખતમાંજ ટુટી જવા પામી. હાલ ધર્મગુરૂના બંધારણથી આવી એકતા થઇ શકે છે. હીંદુ મુસલમાનો બંને એક ધર્મગુરૂ પાસે ભેગા થાય છે અને દિવસે દિવસે વધારે સમાગમમાં આવવાથી બંનેમાં ધાડો સંબંધ પેદા થાય છે. અને તે એકતા નિસ્વાર્થ ખ્યાલની હોવાથી નભી શકે છે. જ્યારે દેશની મજબુતી માટે સામાન્ય હીંદુ મુસલમાનોની એકતાના બંધારણની જરૂર જણાઇ હતી તો કોમી મજબુતી માટે શુ સામાન્ય મુસલમાનોની એકતાના બંધારણની જરૂર નથી? છેજ. અને આવું બંધારણ ધર્મગુરૂની મારફત જલદી થઇ શકે છે.

ભાઇઓએ સમજવું જોઇએ કે બેઐબ જાત ખુદાની છે. ગમે તેવો સારો માણસ હોય તેમાં પણ કોઇને કોઇ ખામી તો હોય છેજ, તેમ ધર્મગુરૂમાં પણ ખામીઓ તો હશે. કારણ કે તેઓ પણ માણસ છે, કાંઇ ફરિસ્તા નથી. પણ જો આપણે આખો વખત આવા એબ કહાડવામાંજ ગુંથાએલા રહીશુ તો પછી કાંઇ પણ કામ કરી શકીશું નહીં એટલુંજ નહીં, પણ દીવસે દીવસે વધારે કમજોર અને નબળા થઇ જઇશું. માટે હાલતો જે ધર્મગુરૂ કામ કરવા માટે વધુ લાયક દેખાય તેમનેજ પસંદ કરી લેવાના છે, વખત ગુમાવવામાં કાંઇ સારૂં નથી. તમે પહેલાં જેમ બને તેમ

જલદી એક પેશવા નક્કી કરો અને પછી તેમના હાથ નીચે તેમની સલાહથી આગેવાનોનું એક સલાહકાર મંડળ કાયમ કરો જે કોમના સવાલો નક્કી કરે અને તે ઉપર ચરચા ચલાવી કેવી રીતે આગળ વધવું તેનો નીવેડો કરે. કોમ સલાહકાર મંડળ કરશે અને ધર્મગુરૂ દુવા કરશે, એટલે કોમ ઘણું સારૂં ચાલશે.

કોઇ કહેશે કે કોમનું બંધારણ કરવું એ તો જાહેર દીનની બાબત છે પણ અમે તો ધર્મગુરૂ-પીર કરીએ છીએ તે ખુદાના રસ્તાના આત્મિક જ્ઞાનમાં આગળ વધવા માટે કરીએ છીએ તો પીર તો જ્ઞાન શીખવાડવાનું કામ કરશે કે બંધારણનું કામ કરશે? તો આના જવાબમાં કહીશું કે તમે જે હેતુથી પીર પકડશો તે હેતુ તમારો પાર પડશે. મોટી ગાદીવાળા પીર તમામ વાતોને સારી રીતે પહોંચી શકે છે. પીર તો ખુદાના રસ્તામાં આગળ વધવા માટેજ પકડવાના છે અને તેજ હેતુથી કામ સારૂં થઇ શકે છે. આવી નેક નીયતથી પીર પકડશો તોજ મજબુતી થશે. જ્યારે હજારો માણુસો આવા નેક ખ્યાલથી પીરના બંધારણમાં જોડાશે તો પોતાની મેળે બંધારણ કાયમ થઇ જશે અને હાલ એજ કરવાનું છે. એ થવાથીજ જેની જે ઉમેદ છે તે પુરી પડશે. ગાદીવાળા પીરના ત્યાં પેઢી દર પેઢીએ ખુદાઇ જ્ઞાન ચાલતું આવે છે, એટલે એ પણ શીખાશે અને એ હેતુથી તેમને વળગવાથી કુદરતી રીતે આપણું બંધારણ પણ કાયમ થઇ જશે. આથી બંને વાતોના ફાયદા મળી શકશે.

આજ ધોરણ પહેલાં સુન્નીઓમાં ઘણું મજબુત હતું, જેથી સુન્નીઓનો જથો મોટો હોવાથી તેમની કોમી તાકત પણી હતી

અને તેમનામાં આત્મિક શકતી પણ તેટલીજ હતી તેથી તેઓ ધાર્યું કામ કરતા હતા, પણ કેટલાક લોકો દીનના વિરોધીઓની સમજા વટથી કે પછી પોતાની મતલબની ખાતર કોમના ખેરખ્વાહ થઇને એ જથામાં પેઠા અને કેટલાક ભાઇઓને હાથ પર લઇ ધર્મગુરૂનું ધોરણ તોડવાનું કામ કરવા લાગ્યા જેથી સુન્નીઓના મજબુત કિલ્લામાં ગાબડાં પડવા લાગ્યાં. આ લોકો પોતાની હિકમતથી કામ કરવા લાગ્યા જે ધણાઓના જાણવામાં આવ્યું નહીં. પરિણામ એ આવ્યું કે આવા પેઠેલા લોકો પોતે જોરાવર થઇ પડયા અને તેમણે પોતાની મતલબને ખાતર સુન્ની ભાઇઓમાં ભંગાણ પાડયું. અને કોમનો જથો તોડી તેના કટકા કરી તેને કમજોર બનાવી દીધી.

શીઆ ભાઇઓમાં પણ આવા લોકો પેઠા અને કેટલુંક કામ કરી નાઠા. પણ દાઉદી વહોરાઓ અને ખોજાઓ આ વાત પ્રથમથી સમજી ગયા એટલે તેમણે પોતાનામાં બહારના લોકોનો પગ પેસારો થવા દીધો નહીં. અંદર નહીં પેસી શકવાથી તેમણે બહાર રહીને ભંગાણનું કામ કરવા માંડયું પણ તેમની મજબુતી ધણી હોવાથી તેઓ વધારે ફાવી શકયા નહીં, તોપણ તેમણે કેટલાકને સમજાવી ઉશ્કેરી મુકયા જેથી થોડા ધણા લોકો ફરી જઇ સુધારાના નામે જોર કરવા લાગ્યા પણ બંધારણ તોડી શકયા નહીં. હવે જે થોડા ધણા લોકો તેમનાથી જુદા પડયા તે પોતાને સ્વતંત્ર કહેવા લાગ્યા પણ ખરૂં જોતાં તેઓ બંધારણ વગરના અને અફરા તફરી સ્થીતીમાં થઇ ગયા. અને જથા સાથે બિગાડ કરવાથી સાધનો પણ ગુમાવી બેઠા. જે લોકોના હાથ પર તેઓ ચડયા તે ધણે ભાગે સાધન વગરના હોવાથી તેમનો બોજો પણ પેલા છુટા

પડેલાઓ ઉપર પડયો એટલે તેમને વધારે ફ્સાણુમાં આવવવાનો વખત આવ્યો. તેઓ પોતાના ખરા પેશવાના એબ કહાડવા તૈયાર થયા પણ તેઓ જેમના હાથ પર ચડયા તેમના એબ જોઇ શકયા નહીં કે તેઓ શું હેતુથી તેમને હાથપર લઇ રહયા છે, અને શા માટે આવું કરી રહ્યા છે.

આવો મામલો ચાલી રહ્યો છે તો હવે ભાઇઓએ આંખ ઉઘાડીને ચાલવાનુ છે કે તેમનુ જોર તોડવા કેવા કેવા ઇલાજ લેવાઇ રહયા છે. આવા લોકો ઘણે ઠેકાણે પેશી ગયા છે અને માંહો માંહે ઝગડા જગાડી કોમની મજબુતી તોડવા આસમાન જમીન એક કરી રહયા છે. તેઓ હિકમતવાળા હોવાથી કોમ પાસેથી નાણા પણ કઢાવે છે અને કોમને અંદર અંદર લડાવી મારી તેને જમીન દોસ્ત પણ કરે છે! આ લખાણુ બહાર પડશે ત્યારે આવાજ લોકો વધારે છેડાશે અને તેનો વિરોધ કરી કોમની મજબુતીના આડે આવવા જેટલું બનશે તેટલું કરશે એ વાત ભાઇઓએ ભુલવા જેવી નથી. હવે કોમ સારી રીતે સમજી ગઇ છે અને તમામ હિકમતોથી વાકેફ થઇ ગઇ છે એટલે હવે તેમનુ વધારે ચાલી શકે એમ નથી. તો પણ ભાઇઓએ ખુબ ચેતીને ચાલવાનુ છે.

કેટલાક ભાઇઓ આપણા ધર્મગુરૂએનું બુરૂં બોલે છે અને કાદીયાનીઓ જેઓ પંજાબના કાદીયાન ગામના મિરઝા ગુલામ અહમદ કાદીયાનીને પોતાના વડા ધર્મગુરૂ માને છે તેમની તેમના તબલીગી કામને લીધે તારીફ કરે છે. મીરઝા ગુલામ અહમદ કાદીયાનીએ પોતે મસીહ—(હઝરત ઇસા અ૦) નબી હોવાનો જાહેર દાવો પોતાની કિતાબોમાં ઘણી જગાએ કરેલો છે અને એ કિતાબો છપા

એવી પણ લાહોર તથા કાદીયાનમાં ઘણી મળી શકે છે. (જેને જોવી હોય તે મંગાવીને જોઇ લે.) ખ્વાજા કમાલુદ્દીન જે વિલાયતમાં તબલીગનું કામ કરે છે તે પણ એ મિરઝાજીના મુરીદ છે અને તેમને પોતાના ખરા પેશવા માને છે. તેઓ સુન્નીઓને રાજી રાખવા હાલ જાહેરમાં મિરઝાજીને મસીહ-નબી કહેતા નથી પણ "મુજદ્દિદ" (એટલે ઇસ્લામને તાજો કરનાર) કહે છે. જે માણસ પોતે ઉઘાડી રીતે મસીહ-નબી હોવાનો દાવો કરે છે તેમને ખ્વાજા કમાલુદ્દીન "મુજદ્દીદ" માને છે એટલે તેમને ઘણા સારા ગણે છે. નબુવત ખતમ થઇ ગઇ છે એવો સુન્ની મુસલમાનોનો ચોખ્ખો અકીદો છે છતાં મિરઝાજી જે પોતાની કીતાબોમાં પોતાને મસીહ—નબી બતાવે છે અને પોતે નબી હોવાનો દાવો કરે છે તેમને ઇસ્લામી અકીદા પ્રમાણે ખ્વાજા કમાલુદ્દીન બુરા નહીં ગણતાં એક મોટા સુધારક ગણી રહ્યા છે તેજ ખ્વાજા કમાલુદ્દીનને કેટલાક આપણા ભાઇઓ ઘણા સારા બતાવે છે અને તેમની તારીફ કરે છે. એક નબી હોવાનો દાવો કરનારને "મુજદ્દીદ" ગણી પોતાના પેશવા ગણવા જેવા એક ભારે એબને કાંઇ પણ લેખામાં ગણવામાં આવતો નથી અને ધર્મગુરૂઓના વાત વાતમાં એબ જોવાય છે. આવો મોટામાં મોટો એબ તેમનો છે તે પણ ભાઇઓ જતો કરે છે અને તેનું કારણ તેઓ એજ બતાવે છે કે ખ્વાજા કમાલુદ્દીન વિલાયતમાં તબલીગનું કામ ઘણું સારૂં કરે છે. એટલે એમના તબલીગી કામને લીધે તેમના આવા જબરા એબને પણ ભાઇઓ ભુંસી નાખવા તૈયાર થાય છે. આનો અર્થ એજ થાય છે કે તબલીગનું કામ આવા જબરા એબને પણ ઢાંકી દે છે.

હવે જો વિચાર કરવામાં આવે કે તેઓ વિલાયત જઇ આવી તબલીગ કરવા શકતીમાન શી રીતે થયા તો ભાઇઓને જણાયા વિના રેહે નહીં કે એ એક ધર્મગુરૂનું ધોરણજ હતુ જેણે તેમને ત્યાં કામ કરવા જવા સવડ કરી આપી. મિરઝા ગુલામ અહમદ કાદીયાનીએ "મસીહ" અને "મેહદી" હેવાનો દાવો કર્યો અને તેવી કીતાબો પણ તેમણે છપાવીને બહાર પાડી. તેમના આ દાવાને લીધે તેઓ એક મોટા દીની પોશવા તરીકે બહાર પડયા અને લોકો ધીરે ધીરે તેમના મુરીદ થવા લાગ્યા. ખ્વાજા કમાલુદીન પણ તેમના મુરીદ થયા અને તેમને પોતના ધર્મગુરૂ માનવા લાગ્યા. તેઓ પ્રથમ તો મિરઝાજીના તેમના એવા દાવાને લીધેજ મુરીદ થયા હતા, એટલે સાબિત થાય છે કે તેઓ તેમને "મસીહ" અને "મેહદી" તરીકે કબુલ કરીનેજ તેમની સાથે જોડાયા છે. પણ પાછળથી જયારે સુન્ની લોકો અને તેમના આલીમો તેમની પાછળ પડયા અને તેમને તુંચ્છકારવા લાગ્યા ત્યારે તેમણે સુન્નીઓને રાજી રાખવા ખાતર મીરઝાજી વિશે કાદીઆનીઓમાં જાહેર રીતે વપરાતા "મસીહ" અને "મેહદી" જેવા શબ્દો લખવા ચુકી દીધા અને તેના બદલે તેમણે "મુજદદીદ" શબ્દ મિરઝાજી માટે વાપરવા માંડયો કે સુન્નીઓ તેમને તરછોડે નહીં. ગમે તેમ હોય પણ ભાઇઓ આ બધુ ભુલી જઇ તેમને તેમના આ તબલીગી કામને લીધે સારા ગણે છે અને તેમની તારીફો કરે છે તો આપણે આપણા એ ભાઇઓને ઉતારી પાડવા માગતા નથી, પણ એટલું કહેવા માગીએ છીએ કે ખ્વાજા કમાલોદીનને એ તબલીગ કરવાની સવડ કોણે કરી આપી કે જેથી તેઓ વિલાયત સુધી પહોંચી શકયા, તેનો વિચાર કરવો જોઇએ.

મીરઝાજી પોતાના એ દાવાને લીધે આગળ આવ્યા અને વખત જતાં એક મોટા ટોળાના ધર્મગુરૂ મનાયા. જ્યારે તેમના મુરીદોની સંખ્યા વધી ગઇ ત્યારે ફાળો આવવો પણ શરૂ થયો અને સારા ફંડની જોગવાઇ થઇ. જ્યારે પઇસાની જોગવાઇ થઇ ત્યારે તેમણે પોતાની કીતાબોના અંગ્રેજી તરજુમા કરાવ્યા અને તે કિતાબો છુટથી લોકોમાં વહેંચવામાં આવી. તેમણે ચોપાનીયાં પણ કડાવ્યાં અને જ્યારે વધારે સંખ્યા તેમને માનવા લાગી ગઇ ત્યારે વાર્ષિક ફાળો સારા પ્રમાણમાં આવવા લાગ્યો. તેમના એ ધોરણથી પઇસાની સારી જોગવાઇ થઇ જવાથી ખ્વાજા કમાલુદીનને વિલાયત જવાનો રસ્તો ઉઘડયો. મીરઝાજીએ "મસીહ" (હઝરત ઇસા અ૦)ના દરજાનો દાવો કર્યો હતો અને હઝરત ઇસાને આખું યુરોપ માને છે તેથી ત્યાં આ કામ આગળ વધી શકશે એ ખ્યાલથી તેમને ત્યાં મોકલવામાં આવ્યા. આ બધી તવારીખ તપાસતાં ચોખ્ખું જણાઇ આવે છે કે તેમને ત્યાં મોકલનાર પણ એક ધર્મ-ગુરૂનું ધોરણુજ હતું. મીરઝાજી પહેલાં એક મોટા દીની પેશવા તરીકે લોકોમાં સ્વીકારાયા અને જ્યારે મુરીદોની સંખ્યા વધી ત્યારે ફાળાની જોગવાઇ થઇ અને પછી કામ શરૂ થયું. જો મીરઝાજીનું આ ધાર્મિક ધોરણ ન બંધાયું હોત અને તેમનો જથો કાયમ થયો ન હોત તો આજે વિલાયતમાં કાદીયાનીઓની જે મસ્જીદ બંધાઇ છે અને તેઓ ત્યાં જે તબલીગનું કામ કરી રહયા છે તે કદી બાત નહીં. તેમના ત્યાં કામ કરવાથી લોર્ડ હેડલે તથા બીજા સખસો પણ ઇસ્લામમાં આવ્યા અને આજે એમ કહેવાઇ રહયું છે કે ખ્વાજા કમાલુદીન તથા બીજા કાદીયાનીઓ ઘણું સારૂં કામ

કરી રહયા છે. પણ ખરૂં પુછો તો આ કામ કાંઇ ખ્વાજા કમાલો-દીને કીધું નથી પણ મીરઝાજી જેવા એક ધર્મગુરૂના ધોરણે કીધેલું છે અને તેનીજ આ ખુબી છે. આથી સાફ જણાય છે કે ધર્મ-ગુરૂનું ધોરણજ કામ કરી શકે છે.

ખ્વાજા કમાલોદીનને વિલાયત આજ ધોરણે મોકલ્યા, લાંબો વખત તેમના વિલાયતનો ખરચ આજ ધોરણે ઉપાડયો અને તેમને ઈસ્લામ ઉપર ઘણી અંગ્રેજી કિતાબો બહાર પાડવા આજ ધોરણે સાધનો પુરાં પાડયાં. જ્યારે વિલાયતનું કામ વધ્યું ત્યારે કાદીયા-નીઓનો ફાળો જે તેઓ બાર મહીને ધર્મગુરૂને આપે છે તે પુરતો થયો નહીં એટલે ખ્વાજા કમાલુદ્દીને બીજા સાધનવાળા મુસલમાન આગેવાનો તરફ નજર દોડાવી. તે ઉપરથી ના૦ આગાખાન અને દાઉદી વહોરાઓના વડા મુલ્લાજીએ તેમને મદદ આપવી શરૂ કરી જે હજુ પણ ચાલુ છે. કેટલાક દેખીતા મોલવીઓએ ખ્વાજા કમાલુદ્દીનને કાદીયાની બતાવી તેમની વિરૂધ્ધ જબરો કોલાહલ મચાવ્યો જેથી બીજા મુસલમાનો તેમને બુરા ગણીને મદદ આપવા બહાર આવ્યા નહીં. આ ઉપરથી ખ્વાજા કમાલુદ્દીને પોતાનું જાહેર વલણ બદલ્યું અને મીરઝાજી માટે તેમના ટોળામાં વપરાતા "મસીહ" અને 'મેહદી"ના શબ્દો પડતા મુકયા અને તેને બદલે 'મુજદ્દીદ" શબ્દ વાપરવા માંડયો. તેમનુ જોઇ બીજા કાદીયાની આગેવાનોએ પણ તેમજ કરવા માંડયું પણ તેથી કાંઇ તેઓ મિર-ઝાજીના મુરીદ મટી ગયા નથી. ગમે તેમ હોય પણ તેથી આપણે કાંઇ તેમને ઉતારી પાડવા માગતા નથી પણ એ બતાવવા માગીએ છીએ કે વિલાયતમાં હાલ જે કાંઇ કામ થઇ રહ્યું છે તે એક

ધર્મગુરૂના બંધારણનીજ ખુબી છે. હવે કોણ એમ કહી શકશે કે ધર્મગુરૂના બંધારણની જરૂર નથી?

મિરઝા ગુલામ એહમદ કાદીયાનીએ એક ધર્મગુરૂ તરીકે પોતાનું આ ધોરણ બાંધ્યું અને ખ્વાજા કમાલુદીન જેવાને મુરીદ બનાવી તેમાં જોડયા જેથી આટલું બધું કામ થયું તો આમાં જે કાંઇ કામ થયું છે તે તો એક ધર્મગુરૂના ધોરણથીજ થયું છે. આજે પણ એ ધોરણ કાયમ છે અને દીવસે દીવસે મજબુત થતું જાય છે. તમામ કાદીયાનીઓ મિરઝાજીને "હઝરતે મસીહ" અને "મેહદીએ મઓઉદ" કરીને માને છે. તેમની ગાદી પણ કાદીયાન ગામમાં કાયમ થએલી છે જ્યાં મીરઝાજીનો મઝાર છે. આ મઝાર ઉપર હજારો કાદીયાનીઓ ઝિયારત માટે આવે છે. આ ગાદી ઉપર હાલ મિરઝાજીના દીકરા છે જે "નાયબે મસીહ" તરીકે મનાય છે. વળી કાદીયાનીઓએ હવે તો પોતાની જમાત પણ કાયમ કરી છે જેનું નામ "અહમદીઆ જમાત" રાખવામાં આવ્યું છે, અને આ નામ મિરઝા ગુલામ **અહમદ**ના નામ ઉપરથીજ પાડવામાં આવ્યું છે. શું આ બધું જાણ્યા પછી પણ કોઇ એમ કહી શકશે કે હાલ જે તબલીગ વિલાયતમાં થઇ રહી છે તે ધર્મગુરૂના બંધારણને આભારી નથી? ત્યારે ધર્મગુરૂનું બંધારણ શું નથી કરી શકતું? બધું કરી શકે છે પણ પહેલાં તે કાયમ થવું જોઇએ અને તેની સંખ્યા એકદમ વધવી જોઇએ.

દયાનંદ સરસ્વતીજી જેમણે આર્ય સમાજનો પાયો નાખ્યો તેમની તવારીખ પણ આવીજ છે. તેઓ કાઠીઆવાડનાં મોરબી રાજમાં જન્મેલા એક આગળ પડતા સ્વભાવના માણસ હતા. તેમણે

સંસ્કૃતનો અભ્યાસ કર્યો. પછી સાધુ થયા અને વખતને અનુસરીને વેદની કેટલીક વાતો લઇ પુસ્તકો લખ્યાં અને તે છપાવી લોકોમાં છુટથી વહેંચ્યા. જેમ જેમ આ પુસ્તકો વંચાતા ગયાં તેમ તેમ તેઓ સાધુ હોવાથી તેમના ખ્યાલના લોકો તેમને ચેલા તરીકે મળતા ગયા, અને વખત જતાં તેમની એક જબરી સંખ્યા કાયમ થઇ ગઇ અને તેમને પોતાના મોટા ગુરૂ તરીકે માનવા લાગી. હવે આજે તો તેમના ચેલા તેમને મહર્ષી એટલે એક મોટા રૂષીનો દરજ્જો આપી રહયા છે. અને દર વરસે તેમની જયંતી પણ કરે છે. હાલ ઘણા અંગ્રેજી ભણેલા હીંદુઓ તેમના પંથમા જોડાઇ ગયા છે અને તેમાંના કેટલાક સાધુ થઇ "સ્વામી"બની એ મતનો પ્રચાર કરી તેને મજબુત બનાવી રહયા છે. "આર્ય સંગઠન"ની ચળવળ પણ તેમણેજ ઉપાડી છે અને તેમ કરી એક જબરો કાફલો તૈયાર કરી રહયા છે. હાલ જે આ બધું થઇ રહયું છે તે શું દયાનંદ સરસ્વતીજી એક ધર્મગુરૂ તરીકે કાયમ થયા તેનુ પરિણામ નથી? અહીં ધર્મગુરૂનું ધોરણ નથી કામ કરતું તો બીજું કયું ધોરણ કામ કરે છે? શું આથી સાબિત થતું નથી કે તબલીગ અને સંગઠન માટે ધર્મગુરૂના ધોરણનીજ જરૂર છે?

મિરઝા ગુલામ અહમદ કાદીયાની તથા દયાનંદ સરસ્વતીએ તો ઘણા લાંબા વખત સુધી મેહનત કરી ત્યારે તેમનું ધોરણ બંધાયુ અને તેમની ગાદીઓ કાયમ થઇ પણ આપણે તો હાલ તૈયાર ગાદીજ લેવાની છે. આપણે માટે તો ગાદીવાળા ધર્મગુરૂ જયારે માગીએ ત્યારે તૈયાર છે. માત્ર આપણી વારે વાર છે. જો તરતમાંજ આપણે તૈયાર થઇ જઇએ તો બેજ વરસમાં વરસોનું કામ કરી શકીએ એવી આપણે માટે દરેક જોગવાઇ છે.

# બંધારણ માટે તૈયાર થઇ જાઓ.

આ જમાનામાં પાદરીઓ, આર્ય સમાજીઓ, વહાબીઓ, કાદીઆનીઓ વિગેરે જોરથી કામ કરી રહયા છે અને કેટલાક બળતા લોકો પણ બીજાઓના હાથ પર ચઢી બળતું કામ કરી રહયા છે તેથી કોમની હાલત અત્યારે ઘણીજ કફોડી અને નાજુક થઇ પડી છે. તેવા વખતમાં એક બાહોશ ગાદીવાળા ધર્મગુરૂની સુન્ની ભાઇઓ માટે ખાસ જરૂર છે એવું દરેક રીતે જોતાં માલમ પડે છે. એ તો સઉ કોઇ જાણે છે કે હીંદુસ્તાનના ખરા દીની-ધાર્મિક શહેનશાહ અજમેર શરીફવાળા મહાન ખ્વાજા સાહેબ ચિસ્તી છે જેમણે હીંદુસ્તાનમાં ઇસ્લામનો ઝંડો રોપી તેની રોશની ચારે તરફ ફેલાવી છે. તેઓ મહાન હઝરત પયગમ્બર સ૦ અ૦ વ૦ સ૦નો રૂહાની ફરમાન લઇને આજથી આઠસો વરસ ઉપર અહીં આવેલા છે એટલે હીંદુસ્તાનની વિલાયત તેમને સોંપાઇ છે અને તેથીજ તેઓ "હીંદલ-વલી, અતાએ રસુલ" કહેવાય છે. તેમણે ઇસ્લામનુ અહીં એક જબરૂં બંધારણ બાંધેલુ છે તો તે બંધારણની મજબુતીનો ખ્યાલ રાખનારા અને તેનો અનુભવ ધરાવનારા કોઇ બાહોશ, મહેનતુ, ખંતીલા, કેળવાએલા, ચલણવાળા, મોભાવાળા, નરમ સ્વભાવના. ફકીરી રસ્તાવાળા, વિદ્વાન ધર્મગુરૂ હોય તોજ આ જમાનામાં તમામ લોકો તેમને સ્વીકારી શકે, કારણકે જમાનો ઇલમ અને રોશનીનો છે. અનેક ચળવળો ઉપડી રહી છે તેવા વખતમાં સઉ વાતોને પહોંચી વળે તેવા ધર્મગુરૂ હોય તોજ કામ થઇ શકે. આવા ધર્મગુરૂને કામ સોંપ્યા સિવાય હવે છુટકોજ નથી, કારણ કે બીજા લોકો કામ કરી રાત દિવસ આગળ વધી રહયા છે. તેવા

વખતમાં જો સુન્ની ભાઇઓ બેસી રહેશે તો બેહદ નુકસાન થશે અને વખત ગયો તો ફરી આવવનો નથી. માટે ભાઇઓએ આ કામ એકદમ ઉપાડવું ઘટે છે.

હાલ ઇસ્લામ ઘણીજ નાજુક હાલતમાંથી પસાર થઇ રહયો છે. ચારે તરફ ઇસ્લામ ઉપર નીચ હુમલા થવા લાગ્યા છે. હમણાજ દીલ્લીથી નીકળતા "દીન દુનિયા" નામના ઉરદુ માસિકના જાનેવારી ૧૯૨૮ ના અંકમાં આઠમા પાને એવી હકીકત છપાઇ છે કે દક્ષિણ તરફ "ગિન્ની" ગામમાં આર્ય સમાજીઓ એક દીવસ જહોરની નમાઝ વખત વાજાં વગાડતા મસ્જીદ પાસે આવી પહોંચ્યાં. તેમને ઘણા સમજાવ્યા તોપણ તે સમજ્યા નહીં અને મુસલમાનોને ગાળો દઇને અને ધમકીઓ આપીને વાજું વગાડતાં મસ્જીદ આગળથી જબરજસ્તીથી પસાર થયા. ત્યાં મુસલમાનોની વસ્તી થોડી એટલે કોઇનું કાંઇ ચાલ્યું નહીં. આટલેથી સંતોષ ન પામતાં ત્રીજે દીવસે તેમણે મસ્જીદ ઉપર જોરથી હુમલો કર્યો અને તેને શહીદ કરી નાખી અને ત્યાં સાત આઠ કુરાન શરીફ હતા તે મસ્જીદની બહાર ગુસ્સામાં ફેંકી દીધા અને પનસુરા તથા ખુતબાની કિતાબો હતી તેમની પણ ઘણી બેહુરમતી કીધી. મુસલમાનોએ આ વિશે સરકારમાં કેસ માંડ્યો છે વિગેરે હકીકત બહાર આવી છે.

તે ઉપરાંત મુંબાઇથી પ્રગટ થતા "ઇન્સાફ" પેપરમાં તા૦ ૧૬ માર્ચ ૧૯૨૮ ના અંકમાં ૩ જા પાને એવીજ બીજી હકીકતો છપાઇ છે કે—

થાના ઝઝરપુરમા મુસલમાનોના ત્રણ ગામ મસ્જીદો સાથે બાળી ભસ્મીભુત કરી નાખ્યાં છે.

તા૦ ૨૬–૨–૨૮ ના દીવસે મુલતાનની ગોશા નશીન મસ્જીદમાં મળમુત્ર (ઝાડો પિસાબ) જાણી જોઇને ફેંકી મસ્જીદને નાપાક કરી છે.

મગરેબની અઝાન અને નમાઝ વખત મુલતાનની જુમ્મા મસ્જીદ આગળ અને પાછળ તોફાની ટોળીએ શોર બકોર કર્યો, બુમો પાડી, ગાળો ભાંડી, હુલ્લડ મચાવવા માંડયું, અને રહેજમાં ખુનામરકી થતી બચી ગઇ.

"મસ્જીદ ગુલ ફરોશાં"માં તરાવીની નમાઝ થતી હતી ત્યારે મસ્જીદના દરવાજા આગળ ચોકારો પાડયો, ઢોલ અને તાસા વગાડયાં, નાલાયકી ભર્યા વાકયોની ગર્જના કરી, અને મુસલમાનોની લાગણી ઉશકેરવા પ્રયત્ન કર્યો હતો.

મુલતાનના આમ બઝારમાં ઉત્પાતી ટોળીઓએ શાહ અબ્બાસ અને હઝરત ઇમામ હુસેનનો વેશ કાઢયો અને બુઝુર્ગોને દીનનું અપમાન કરનારો દેખાવ કર્યો. મુસલમાન વેપારીઓ ઉપર નાપાક રંગ રેડયો, વિગેરે હકીકતો તે છાપામાં બહાર આવી છે.

તે ઉપરાંત રાત દિવસ મુસલમાનોની છેડતી કરવા ઇસ્લામ અને તેના મહાન પયગમ્બર સ૦ ઉપર તેઓ અનેક પ્રકારના નાપાક હુમલા કરે છે અને તેવી ચોપડીઓ પણ હમેશાં છપાવે છે. ગુજરાતમાં પણ તેમણે ઘણું જોર કરવા માંડયું છે. તેઓ તો બસ એમ માગે છે કે ધર્મના નામે મુસલમાનો અને સનાતની હિંદુઓને હમેશાં લડાવવા અને બંનેને કમજોર બનાવી પોતે આગળ વધવું. અહીં પણ તેમણે કેટલાક શહેરોનાં મુસલમાનો વિરૂધ્ધ હિસાકો ઉભા કર્યા છે અને તેમને નુકસાનીમાં નાખ્યા છે. માંગરોલની ગાદી વાળા મૌલાના પીર મોટામીવાં સાહેબ જેઓ એક શાંતી અને એકસંપીનો બોધ કરનારા પુરૂષ છે તેમના ઉપર પણ તેઓ હવે

હમેશાં પોતાના છાપાઓમાં સખતમાં સખત હુમલાઓ કરે છે અને તેમ કરી મુસલમાનોને ઉશ્કેરવાનું કારણ શોધે છે. પીર સાહેબ ગામે ગામ ફરી લોકોને સારો ઉપદેશ આપે છે, અને હદમાં રહી ખાલસ દિલથી પોત પોતાની ફરજ બજાવવા અને ખરી એકસંપીથી કામ કરવા લોકોને સમજાવે છે એ વાત પણ તેમને ભયંકર દેખાય છે. આને માટે તેઓ પીર સાહેબને પોતાના છાપાઓમાં અને ભાષણોમાં બદલામ કરવા કાંઇ બાકી રાખતા નથી, પણ પીર સાહેબ સઉ મુંગે મ્હોડે સહન કરી પોતાની ફરજ બજાવે જાય છે. તેઓ લોકોને સારો એકસંપીનો બોધ કરે એ પણ આર્ય સમાજીઓને પસંદ પડતુ નથી! તેઓ તો બસ એજ લઇ બેઠા છે કે પીર એક ખુણામાં જઇને ભરાઇ જાય અને અમે અમારી મરજી પ્રમાણે કામ કરીએ! અમે તો પારસી અંગ્રેજ વિગેરેની શુધ્ધ કરીએ છીએ તેમ મુસલમાનોની પણ કરીશું! પણ તેઓ એ સમજતા નથી કે પીર સાહબ એક ધર્મગુરૂ છે અને ધર્મગુરૂ તરીકે તેમને માથે ભાઇઓની સેવા કરવાની ખાસ ફરજ રહેલી છે. તો પણ જો પીર સાહેબને દેશવટો આપવો હોય તો તેમ કરો!

મુસલમાનોની મસ્જીદો તુટે અને તેમનાં દેખીતાં અપમાન થાય, તેમના પવિત્ર કુરાને શરીફની ઉઘાડી રીતે બેઇજ્જતી થાય, તેમના મહાન પયગમ્બર સ૦ અને તેમના બુજુર્ગો ઉપર નીચ હુમલા થાય, અને મુસલમાનો ઉપર વગર કારણે સિતમ ગુજરે તોપણ મુસલમાનોએ ચુપજ રહેવુ! એવાજ ખ્યાલ આ આર્ય સમાજીઓ રાખતા હોય એમ જોર કરી રહયા છે! તેમની પાસે ફંડના નાણા પુષ્કળ છે, ચાલુ જમાનાની કેલવણી પણ તેમનામાં તેટલીજ છે, અને જયાં જુવો ત્યાં મોટા હોદ્દા ઉપર પણ એમનાજ

માણસો વધારે છે. એટલે તેમની પાસે પઈસો, ઇલમ અને હુકમત ત્રણે ચીજનું સાધન છે જ્યારે મુસલમાનો પાસે એમાંનું કાંઇ નથી. મુસલમાનો પાસે જો કાંઇક છે તો તેમની હાલહવાલી છે. હવે આવા વખતમાં જો મુસલમાનો અને ખાસ કરીને સુન્ની ભાઇઓ પોતાનું બંધારણ નહીં બાંધે અને એમજ અફરા તફરીમાં રહી વાતો કર્યા કરશે તો મામલો આથી પણ વધારે ભયંકર થશે, અને પાછળથી ભારે મુશ્કેલીઓમાં ઉતરવું પડશે. માટે હાલમાંજ કામ કરવામાં ફાયદો છે. આપણે હાલ તો આપણું બંધારણજ તૈયાર કરવાનું છે કે શું પગલાં ભરવાં તેનો વિચાર કરી શકાય. આપણે નકામું ધાંધલ કરવું નથી, પણ શાંતપણે કાયદાની હદમાં રહીને કામ કરવાનું છે કે આપણો હેતુ સફળ થાય. સરકાર આપણને દાદ આપવા ના કહી શકતી નથી પણ આપણામાં બંધારણની મજબુતી નહીં હોવાથી આપણી વાતનું વજન પડતું નથી. આર્ય સમાજીઓ સંગઠન કરીને પોતાની મજબુતીની છાપ પાડી રહ્યા છે તેવીજ મજબુતી જો આપણામાં નહીં હોય તો આપણી ખરી વાત પણ મારી જવાનો સંભવ છે. આને માટે આખી કોમના બંધારણની ખાસ જરૂર છે.

વળી હાલ આર્ય સમાજીઓએ એક નવું બંધારણ બાંધવાની હીલચાલ ઉપાડી છે અને તે એ છે કે આખી ગુજરાતના આર્ય જુવાનીઆઓનું સંમેલન કરવું. મુંબઇના “ હીંદુસ્તાન ” નામના રોજીંદા છાપાના તા. ૨૭ માર્ચ ૧૯૨૮ના અંકમાં ૧૦મા પાને “ ગુજરાતના યુવાનોનું સંમેલન, ” “તે ક્યારે થશે ? ” એ હેડીંગથી એક લેખ છપાયો છે તેમાં લખ્યું છે કેઃ—

“અમદાવાદના ‘પ્રજાબંધુ’માં ભાઇ રોહીત મહેતા લખે છે કે,

–આખાયે હીંદુસ્તાનમાં આજે યુવાનોનું જબર જસ્ત પુર આવ્યુ છે. મુબઇ, મદરાસ, બંગાળા અને મહારાષ્ટ્રના યુવાનોએ પોતાના સંમેલનો ભરયાં, કાર્યની રૂપરેખા દોરી અને વીધ વીધ દીશાના કારયો પણ શરૂ કરી દેશે. ગુજરાત કાઠીયાવાડના યુવાનો શું કરે છે! ગુજરાત કાઠીયાવાડના યુવક સંઘોની શકતીઓ કઇ દીશામાં આજે કાર્ય કરી રહી છે? ગુજરાતના સમાજીક પ્રશ્નોનો નીકાલ કયારે આવશે? બાળલગ્નો, વૃદ્ધ લગ્નો. જ્ઞાતીઓના કુરીવાજો એ બધામાંથી સમાજ કયારે છુટશે! અંતયજોના ઉપર ગુજરતો અત્યાચાર કયારે દુર થશે? આવા આવા અનેક પ્રશ્નોનો ફડચો તો જયારે યુવાનો જાતે કટીબધ્ધ થાય ત્યારેજ થઇ શકે. ગુજરાતના યુવાનોમાં શકતી નથી એમ નથી, માત્ર એ યુવાનોની અને યુવાનોના મંડળોની ને સંઘોની શકતીઓ આજે છીન્નભીન્ન અવસ્થામાં છે, જુદે જુદે ઠેકાણે વેંચાયલી છે. અને તેથીજ આપણે કંઇ ચોકકસ પરિણામ જોઇ શકતા નથી. એ શકતીને એકત્રીત કરવામા આવે, એ મંડળોને અને યુવાનોને સાથે લાવવામાં એ યુવાનો સાથે વીચાર કરતા થાય તો અવશ્ય એ વીચારોને પરીણામે સુન્દર કારય થઇ શકે. આજે કેટલા યુવકો પોતે યુવકો તરીકે વીચાર કરે છે? સ્ત્રીઓ સ્ત્રીઓ તરીકે વીચારે વડીલો વડીલાનાં દરષ્ટી બીન્દુથી વીચાર કરે અને શું યુવાનો યુવાનો તરીકે વીચારે એ સમય નથી આવ્યો? શું આજના પ્રશ્નો ઉપર યુવાનોને વીચાર કરવાનો નથી? કેટલીવાર ગંભીરતાથી યુવાનોએ આ સવાલો ઉપર વીચાર કર્યો છે? મોજમજાહ નાટકો, રમત ગમતો સીવાય યુવાનોએ અને યુવક સંઘોએ શું કર્યું છે? આજે જયારે આખા હીંદમાં યુવક પ્રવરૂતીનુ પુર છે ત્યારે જો ગુજરાતનો યુવાન વર્ગ જાગે તો ઘણુ કરી શકે. જ્ઞાતીઓના સંમેલનો

ઘણા ભરાયાં–આજે તો આખા ગુજરાત કાઠીયાવાડના યુવકોના સંમેલનની જરૂર છે. સાહીત્ય પરીષદો ભરાય, સ્ત્રી પરીષદો થાય, ખેડુત સંમેલને પણ થાય અને યુવાનો પોતે પોતાના સંમેલનો ન ભરે, પોતે સાથે મળી પ્રશ્નોના નીકાલનો વીચાર ન કરે એ સ્થીતી શું અસહ્ય નથી ? અમદાવાદના યુવાનો અને .મંડળો ! ગુજરાત કાઠીયાવાડના યુવકો ! શું વીચાર કરો છો ! આખા ગુજરાત કાઠીયાવાડના યુવકોના સંમેલનનું કાર્ય એકદમ ઉપાડી લો, અને એ સંમેલનદવારા ગુજરાત કાઠીયાવાડમાં યુવક પ્રવરતીનુ અને નવયુગનું પુર આણી દો, જેથી એના અનેકવીધ પ્રશ્નોનો ફડચો તુરત આવી જાય. ગુજરાતને પાછા પડવું પાલવે એમ નથી. જગતના બીજા યુવાનોની સાથ સાથ ઉભા રહેવાનો સમય આવ્યો છે માટે તઇયાર બનો, આ સંમેલનના વીચારનો શો જવાબ છે ? ગુજરાતના યુવાનો હજુ છેક ઉંધમાં નથી પડયા. આ સુચનાનો જરૂર કંઇ જવાબ આપશેજ. આખા જગતના યુવાનોની મદદ આપણી સાથે છે. માટે આજથીજ સંમેલનની યોજના ઘડવા મંડી પડો. સંમેલન ભરાવવુંજ જોઇએ. "

ઉપલું લખાણ શું બતાવે છે ? શું આ નવું આર્ય બંધારણ કાયમ કરવાથી કોશીશ નથી ? ભલે આવું બંધારણ થાય પણ આપણે પણ હવે બેસી નહીં રહેતાં આપણું આ ધારેલું બંધારણ જલદીજ કાયમ કરવાની જરૂર છે. આપણે કોઇના આડે આવવા માગતા નથી પણ આપણે પોતાની મજબુતી કરવા માગીએ છીએ.

ઉરદુ છાપાઓમાં હાલ વખતો વખત એવી હકીકત આવે છે કે આર્ય સમાજીઓ હવે તો જોર પકડીને મુસલમાનોની મોલુદના જલસા, ઉરસના જલસા અગીયારમીના જલસા. વિગેરે બંધ કરાવવા

કોશીશો કરી રહયા છે. કારણ કે તેમાં તેઓ ઇસ્લામના ભાઇચારાની ખાસ મજબુતી જુવે છે. જે પ્રમાણે તેઓ આ જલસા બંધ કરાવવા માગે છે તેવાજ રીતે વહાબી અકીદાવાળા પણ બંધ કરવા માગે છે તો હવે એવા અકીદાવાળાઓ અને આર્ય સમાજીઓમાં શું ફેર છે તે જોવાનું છે. આ હિસાબે તો વહાબી અકીદાવાળા લોકો આર્ય સમજીઓની મતલબનુંજ કામ કરી રહયા છે. માટે હવે એ લોકોથી ચેતીને ચાલવાનું છે. તેઓ આપણા નાણા લઇ પોતાના લોકોના પેટ ભરે છે અને આપણા અહીંના ગરીબ નિરાધાર લોકો ભુખે ટળવળે છે. છતાં તેમના ભાગ કાંઇ આવતુ નથી. આપણા પઇસા જાય, આપણા ગરીબ નિરાધારા લોકોનો હક લુટાય, આપણામાં ઝગડા થાય અને આપણુ બંધારણ તુટે એવો મામલો હાલ તો ચાલી રહયો છે. શું આ બધી આપણા નુકસાનની બાબતો નથી? માટે હવે તો એજ વાતનો વિચાર કરવાનો છે કે જેથી આપણા બંધારણની મજબુતી થાય.

આપણને તો હાલના સંજોગો જોતાં ઘણા મોટા જથાની જરૂર છે. જયાં સુધી સામાન્ય વર્ગ આપણી સાથે થાય નહીં ત્યાં સુધી આપણું કામ સારા પાયા ઉપર થઇ શકે નહીં. ભીલ, કોળી, વાઘરી, અને ઢેડાઓને આર્ય સમાજીઓ હાલમાં જે હાથ પર લઇ રહયા છે તે આ હેતુથીજ લઇ રહયા છે એ ભુલવાનું નથી. આપણને તો હાલ આપણા ગરીબ વર્ગનીજ વધારે જરૂર છે. તેજ ઇસ્લામનો ખરો જથો છે

ભલે મોટા માલદાર ભાઇઓ આ કામ ઉપાડવા હાલ તૈયાર ન થાય, કારણ કે તેમના સંજોગો જુદા હોવાથી તેમને અત્યારે એ કામની જરૂર ન દખાય, પણ ગરીબોને તો હવે આંખો ઉઘાડવા

વગર છુટકોજ નથી. ગરીબો કામ કરવા બહાર પડશે તો માલદારો પણ તૈયાર થશે. ગરીબોજ કામ કરતા આવ્યા છે અને કરશે. આવું છે ત્યારેજ મહાન પયગમ્બરે (સ૦ અ૦) ફરમાવ્યું છે કે ઇસ્લામની કદર ગરીબોજ વધારે કરશે. અને છેવટમાં પણ ઇસ્લામ ગરીબોમાંજ રહેશે. વળી પોતે ગરીબોની લાગણી રાખીને ફરમાવ્યું છે કે "હે ખુદા! તું મને હમેશાં ગરીબોમાંજ રાખજે, ગરીબોમાંજ મારૂં મોત કરજે, અને હશરમાં પણ ગરીબો સાથેજ મને ઉઠાવજે!" જ્યારે હઝુર પોતેજ ગરીબો ઉપર વધારે વજન રાખે છે તો પછી ગરીબ ભાઇઓની ફરજ છે કે હઝુરના દીન માટે અને તેમની ઉમ્મતના કામ માટે તેઓ એકદમ તૈયાર થઇ જાય. અત્યારે જે હાડમારી થઇ રહી છે તે ગરીબોની છે માટે તેમણેજ પહેલાં આ કામ તરફ ધ્યાન આપવાનું છે.

આ કામ આપણે કોઇને હેરાન કરવા માટે કે કોઇના મુકાબલામાં કરવાનું નથી પણ ઇસ્લામની રૂએ આપણી પોતાની મજબુતી માટે કરવાનું છે. આમાં કોઇ પણ જાતનો પોલીટીકલ સવાલ નથી પણ સમાજીક સવાલ છે.- આપણે તો આપણો એક પેશવા-સરદાર કાયમ કરી તેનું વડપણ સ્થાપવાનું છે જે રૂઢી આપણામાં અસલથી ચાલતી આવેલી છે, પણ જેને આપણે કેટલાક વખતથી ગફલતને લીધે વિસરી બેઠા છીએ. સરદાર નહીં હોવાને લીધે આપણું કાંઇ પણ બંધારણ નથી જેથી આપણે બધા છિન્ન ભિન્ન છીએ. પણ જો સરદાર કાયમ કરી આપણું બંધારણ બાંધી લઇએ તો પછી દાદ માટે સરકારમાં જતાં પણ આપણને કોઇ જાતની નડતર આવે નહીં અને કામ ઘણી સરળતાથી થઇ જાય. આને માટે ખોજાઓ અને દાઉદી વહોરા કોમના દાખલા પુરતા છે. શું હજુ પણ વધારે કહેવાની જરૂર છે? જો સુઇ રહીશું તો સુતેલાજ સમજજો! ફરી

કોઇ ઉઠાડવાનું નથી, કારણ કે બીજાઓ તો એમ માગે છે કે આપણે સુતેલાજ રહીએ! ખુદા સઉ ભાઇઓને પોતાનો આ ખરો માર્ગ લેવા જલદી બહાર પાડે! આમીન!!

હવે કોઇ કહેશે કે અમે કોમી બંધારણ માટે શી રીતે ધર્મ ગુરૂનું ધોરણ કાયમ કરીએ? તો તેનો જવાબ એજ છે કે કોઇ સારા ગાદીપતિ ધર્મગુરૂ જે તમારી નજરમાં કામ કરવા સઉ વાતે લાયક દેખાય તેમના નેક નીયતથી મુરીદ થાઓ અને જો કોઇના મુરીદ થઇ ચુકયા હોવ તો તેમના તાલિબ થાઓ. (જેના મુરીદ થયા હોવ તેમને તેમનો હક આપજો અને તેમની ચાકરી કરજો. એમાં વાંધો નથી.) આ પ્રમાણે મુરીદ અગર તાલિબ થવાથી તમે જેટલા મુરીદ તથા તાલિબ થશો તે એક ધર્મગુરૂની આગેવાનીમાં જોડાઇ જશો અને એ પ્રમાણે તમારો જથો ટુંક વખતમાં હજારોનો થઇ જશે. આ બંધારણ કરવું એ તો તમારા હાથમાં છે. તમે જો કોમી બંધારણનો ખ્યાલ રાખી કામ કરવા તૈયાર થાઓ તો હજારો માણસોનો ભાઇચારો તરતમાંજ કાયમ કરી શકો એમ છો. આમાં કાંઇ ઝાઝી મેહનત નથી. માત્ર ખ્યાલ કરવાનીજ વાત છે. તમે શામીલ થાઓ અને બીજાઓને શામીલ થવા તૈયાર કરો તો એક વરસમાં તો સુન્નીઓનું જબરૂં કોમી બંધારણ કાયમ થઇ જાય અને વિરોધીઓના હાથ હેઠા પડે. આને માટે નાણાની જરૂર નથી પણ માત્ર ખંત અને કોશીશની જરૂર છે.

જે ભાઇઓ ઉમરે પહોંચેલા છે તે તો પાકા અનુભવી અને ઉંડી સમજવાળા છે એટલે તેઓ તો આ વાત જલદી સમજી શકે છે અને પોતાથી બનતી મદદ પણ આપી શકે છે, પણ તેમની ઉમર વધારે હોવાથી તેમને વધારે હરવા ફરવાનું કામ સોંપી શકાય

નહીં. હરવા ફરવાનું કામ તો આપણા જોશીલા જુવાન ભાઇઓનું છે. તેઓ જો મન ઉપર લઇ તૈયાર થઇ જાય અને કોશીશ કરવા માંડે તો ઘરડાઓ તેમને દરેક વાતે ટેકો આપે એ ઉઘાડું છે. જુવાન ભાઇઓ આ ઇસ્લામના કામ માટે પગ દોડી કરે અને ઘરડાઓની સલાહ પ્રમાણે કામ કરે તો આ કામ કાંઇ મુશકેલ નથી. આગેવાન ગ્રહસ્થો, પટેલીઆઓ, કાઝીઓ, પેશઇમામો, ગ્રેજ્યુએટો, મુન્શીઓ, માસ્તરો, મુખીઓ, ઉઘરાદારો, મતાદારો, વિગેરે વજનદાર લોકો જો આ વાત મન ઉપર લેતો તેઓ આ ધોરણે કોમનું એક જબરૂં બંધારણ જોત જોતામાં કાયમ કરી શકે છે. આ તેમના હાથની વાત છે. જો તેઓ આ મહત્વનું કામ કરે તો ઇસ્લામ અને કોમને માટે આ જમાનામાં તેમણે એક મહાન કામ કર્યું એમજ ગણાશે. આ કામ હાલના જમાનામાં કરવા જેવુંજ છે. હવે કોઇ પણ બીજા લીડર ઉપર અવલંબીને બેસી રહેવાની જરૂર નથી. જે કામ તમે પોતે કરી શકો છો તે બીજાઓ ઉપર શા માટે છોડો છો? માત્ર કામ ઉપડવાની વાર છે. જો હાલ ઉપાડશો તો તરત થઇ જશે, અને તમને ખુદાના ત્યાં જબરો સવાબ અને દુનિયામાં ભારે યશ મળશે. અને બધે એવોજ ડંકો વાગશે કે જે કામ મોટા મોટા લીડરોથી ન થઇ શક્યું તે ગુજરાતના ગરીબ ભાઇઓએ કરી બતાવ્યું! આ કાંઇ નાની સુની કીર્તિ નથી. માટે ખુદાનું નામ લઇ કામ કરવા આજને આજ તૈયાર થાઓ, અને આખી દુનિયાને બતાવી આપો કે તમેજ કામ કરવાને લાયક છો. ખુદા સઉ ભાઇઓને હીંમત આપે અને તેમના હાથે ઇસ્લામની જાહોજલાલી વધારે! અને કોમનો બોલ બાલા કરે!! આમીન!!!

બ હુર કારે કે હિમ્મત બસ્તા ગરદદ

અગર બ.રે બુવદ. ગુલ્દસ્તા ગરદદ.

# સુન્ની ભાઇઓ !



શું તમે તમારી કોમને આગળ વધારવા માગો
શું તમે તમારી કોમને મજબુત કરવા માગો
શું તમે તમારી કોમના હક્કો સાચવવા માગો
શું તમે તમારી કોમની જાહોજલાલી વધારવા માગો છો?
શું તમે તમારી કોમનું સંગઠન કાયમ કરવા માગો છો ?

## જો તેવું માગતા હોવ તો
## આ પુસ્તક જરૂર વાંચો.

અને તેમાં લખેલી બાબતો ઉપર પુરતું ધ્યાન
આપો અને તે પ્રમાણે અમલ કરવા જલ્દ
તૈયાર થાઓ. મહેરબાની કરી

## વખત ન ગુમાવો.